॥ ભગવાન કરૂણાસાગરો વિજયતે ॥

# શ્રી બાલકૃષ્ણ ભજનાવલી ભાગ-૨




# ભાગ-૨

રચયિતા

સંતશ્રી બાલકૃષ્ણ મહારાજ ગુરૂશ્રી નારણદાસજી



મહાન તપસ્વી રઘુરામજી મહારાજ ગુરૂશ્રી ભગવાન કરૂણાસાગર

(ઉમરા-સુરત)

:: જન્મ ::
ફાગણ સુદ-૧૧ સંવત ૧૮૨૫

:: કૈવલધામ ::
જેઠ સુદ-૧૧ સંવત ૧૯૫૬

# કૈવલ જ્ઞાન જ્યોતિર્ધર



## પરમહંસ સુખાનંદજી ગુરૂશ્રી દામોદરદાસજી મહારાજ
(વડોદરા)

શ્રી ભગવાન કરૂણાસાગર સ્વરચિત ધર્મગ્રંથોનું
ગુજરાતીમાં પ્રથમ અનુવાદ કરનાર



મંહત શ્રી લક્ષ્મણદાસજી ગુરૂ શ્રી નરવેદસાગર

ગામ:અવિધા

# શ્રી બાલકૃષ્ણ ભજનાવલી

રચયિતા :- સંત શ્રી બાલકૃષ્ણ ગુરૂશ્રી નારણદાસજી

-: પ્રકાશક :-
સંત અજીતદાસજી ગુરૂશ્રી સરજયુદાસજી
ભગવાન કરુણાસાગર મંદિર, ડુંભાલ - સુરત.

આવૃત્તિ : પ્રથમ
વિ.સં. ૨૦૭૪, કુવેર સંવત ૨૪૬
મહા સુદ બીજ તા. ૧૯-૧-૨૦૧૮

પ્રત : ૫૦૦

પડતર કિંમત રૂા. ૧૪૫=૦૦

વેચાણ કિંમત રૂા. ૧૦૦=૦૦

# શ્રી બાલકૃષ્ણ ભજનાવલીની પ્રસ્તાવના

**શ્રી બાલકૃષ્ણ સેવકરામ ઉપાધ્યાય** બાળપણથી જ કાયમપંથ-જ્ઞાન સંપ્રદાયના ચુસ્ત અનુયાયી હતા. તેમના પિતાશ્રી સેવકરામે પણ ભગવાન કરુણાસાગરની પાસે કંઠી ઉપદેશ ગ્રહણ કરી આ સંપ્રદાયમાં જ્ઞાનમય જીવન ગુજારી ગયેલા છે. શ્રી બાલકૃષ્ણ મહારાજશ્રીના ભજનો-પદો વાંચતા જણાય આવે છે કે મહાન સમર્થ પરમગુરુ ભગવાન કરુણાસાગર અને તેમના ગુરુશ્રી નારણદાસજીની અસીમ કૃપા વિના આ કાર્ય શક્ય નથી. શ્રી બાલકૃષ્ણ મહારાજશ્રીએ પદોમાં અપાર હરિરસ ઠાલવી હદ વાળી દીધી છે. ભજનો અને પદો જોતાં લાગે છે કે તેમની અંતરગતી પ્રભુ અને તેમના ગુરુ સાથે કેવી હશે!

ભક્તજનોની સતત માંગણી વધી જતા આ ભજનાવલી સુવ્યવસ્થિત રીતે છપાવવાની ફરજ પડતા તેમાં ભાગ-૨ અને ભાગ-૩ એમ બહાર પાડવામાં આવેલ છે પરંતુ ભાગ-૧ કોઈ પાસે ઉપલબ્ધ હોય તો અમને જણાવશો જેથી વધુ ભજનનો લાભ બધા લઈ શકે.

ભજનોમાં તેમણે પતિપદની ઓળખાણ, ગુરુ બંદગી, પ્રાર્થના, વિનંતી, સુસંગત સાધી કુસંગતી ટાળવી, આ યુગની ચાલતી પ્રવૃત્તિઓ, સંત સમાગમની આદ્ય લઈ ઘણી બધી બાબતોનો સમાવેશ ગાગરમાં સાગરના રુપે કરેલ છે.

આપણે સૌ તેમના ઋણી કહેવાઈએ પણ ભજનોની બાબતને વાસ્તવિક જીવનમાં ઉતારી ઉત્તમ માર્ગે ચાલતા ઋણ અદા કરી શકાય.

**લિ. ભગવાન કરુણાસાગર મંદિર**

સમસ્ત ભક્ત મંડળ - ડુંભાલ, સુરત

# સંતશ્રી બાલકૃષ્ણ મહારાજ રચિત ધૂન

હરિ ભજનમાં હરદમ રહીને, શુધ્ધ મારગડે ચાલો રે;
જન્મ મરણનું જોખમ ભાગે, પીવોને અમૃત પ્યાલો રે.
ટેક

અમૃત પ્યાલો મહા મતબાલો, શમદમ સાધનવાળો રે;
આત્મજ્ઞાન પ્રેમરસનો પૂરણ, સદા ભર્યો નહિ ઠાલો રે.
હરિભજન... ૧

અમૃતપાન કરવા કોઈ પ્રેમી, સંત સમાગમ ઝાલો રે;
આપનું આપ ખોજો તનમાંહી, થઈને હરિનો લાલો રે.
હરિભજન... ૨

હરિભજનથી હોઈ નિસ્તારા, અવર ભ્રાંતિ સહુ ટાળો રે;
તીવ્ર ત્યાગ વૈરાગ આવતા, મિથ્યા સુખ નહિ મ્હાલો રે.
હરિભજન... ૩

નવધા સહિત પ્રેમશિર સાધન, આપ પતિને નિહાળો રે;
''**બાલકૃષ્ણ**'' શુધ્ધ ગુરુગમ મલતા, હું પણુ તુંહી મા ગાળો રે.
હરિભજન... ૪

# * ભાગ-૨ : અનુક્રમણિકા *

## મહંત શ્રી સરજ્યુદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




એકલ પ્રેમ પહોંચે નહી, જહાં જહાં જાય ફસાય,
જબ સતગુરૂપે ઉપજે, પ્રેમ અમુલ કહેવાય.

## સંત શ્રી નિર્મળદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




પ્રેમ નેમ પ્રીત્યે કરી, ધરો શ્રીમંત કુવેર શરન;
નારણદાસ નિશ્ચે કહે, મીટે જનમને મરણ.

श्री परमगुरवे नमः



જ્ઞાન સમ્પ્રદાય

# ભજનસાગર

ભાગ - ૨



શ્રી બાલકૃષ્ણ સેવકરામ ઉપાધ્યાય રચિત

## સ્તુતિ

જય જય કરુણાનિધિ ગતિ ન્યારી,
ચરણાંબુંજ પર જાઉ બલિહારી. ...ટેક

અલીમય જ્ઞાન ગંધની આશે, વસીયો ગુરુજી તમ સહવાસે;
હરિ જપ જપવા શ્વાસો શ્વાસે, સુરત નુરતની કરી એક તારી.
...જય જય ૧

શ્રીમત્ કુવેર ધરણી ધર પોતે, જગ ઉદ્ધારક તન ચિન્હ જોતે;
અનુભવ કેશ પરમ ઉદ્યોતે, બહિરંતરની હરિ અંધારી.
...જય જય ૨

અદ્ભૂત જ્ઞાન ધ્યાન વૈરાગે, ચૈતન્ય મય ચિદ વૃત્તિ જાગે.
કોહમ્ કર્તાનો ભેદ ભાગે, શરણાંગત રહી જન અધિકારી.
...જય જય ૩

તમ કરુણાયે હરિગુણ ગાતો, પ્રેમ રસ પ્યાલો પીઉ મદ માતો;
ગાંડો ઘેલો અંક ઉચરાતો, શબ્દ જ્ઞાનની નહિ ગતિ મારી.
...જય જય ૪





શબ્દ જાળ માયિક મેં જાણી, શબ્દ લક્ષણા ઉર નહિ આણી;
સિદ્ધાન્તે મમ વૃત્તિ માણી, સમજણથી આવી ઘડી સારી.
...જય જય ૫

સમજણ માત્ર શબ્દ ઉચરતો, શબ્દ શમે ત્યાં સ્વરૂપે સમતો;
સુગંધ સોહાગી અલીવત્ ઠરતો, કુસુમ કળીયોની ગણના વિસારી.
...જય જય ૬

તે કારણ શબ્દાવ્રણ કાપી, કળ કુંચી ગુરુજી તમે આપી;
તૃષા તોય પાઈને ઉત્થાપી, બાળકને શું ભૂ શું વારી.
...જય જય ૭

એક વસ્તુનો વિનય અનેક, સમજ્યા ત્યારે વસ્તુ એક
સિદ્ધાન્તે શબ્દાતિત છે, અંગીકૃત વાક્યો સંસ્કારી
...જય જય ૮

શબ્દ દોષ લક્ષે નવ લેશો, સિદ્ધાન્ત ચુક સવેળા કહેશો
તે પર ધ્યાન ધિરજથી દેશો, એ ભૂલ ગુરુજી આવે ન મ્હારી
...જય જય ૯

શ્રીમત્ કુવેર કૈવલ કૃપાળુ, ગુરુ નારણ પરમ દયાળુ
જુગલ ચરણરજ પર મનવાળુ, તન મન પ્રાણ સહિત જાઉં વારી
...જય જય ૧૦

ગ્રંથ કાવ્ય અર્પુ ગુરુ તમને, સ્વિકારો આશિષ દઈ અમને
આત્મ નિવેદન ભક્તિ ક્રમને, બાલકૃષ્ણ ગાએ વિસ્તારી
...જય જય ૧૧



# મંગળ પદ

## પદ ૧

(રાગ - મંગળ)

મારા પ્રાણ જીવન આધાર, પરમગુરુ આપ છો;
ગુણી જ્ઞાન તણા રે ભંડાર, ગતિમાં અમાપ છો. ૧

ઘણી કરી કરુણા કિરતાર, દયાવંત દીલમાં;
જાણી અંશ પોતાનો છે વંશ, વિયોગી અખીલમાં. ૨

ગુરુ ગરીબ નિવાજ છો નાથ, અરસ થકી ઉતરી;
પુર્યો સારસાપુરીમાં વાસ, વેષ મનુષ્યા ધરી. ૩

કળા ખટદશ ષોડસ ચિન્હ, ધર્યાં દિવ્ય દેહમાં;
ઘન શ્યામ બદન ગતિવંત, ગગનવત્ જેહમાં. ૪

જ્ઞાન ભક્તિ વૈરાગની વેલ, વિસ્તારી આ વિશ્વમાં;
લેતા સુગંધ સોહાગી રહી શરણ, મોહી મૂર્તિ ભવ્યમાં. ૫

પ્રભુ અઢળક ઢળીયા છો આજ, અનાથના નાથ હો;
દેવા નિજ જનને મુક્ત રાજ, સુભટ સંત સાથ હો. ૬

કર્યું પૂણ્ય પરમારથ કામ, જાગૃત થવા સર્વને;
અહો ધન્ય શરણાંગત જેહ, ત્યજી મિથ્યા ગર્વને. ૭

આપ્યો અનુપ અનુભવાનંદ, કોહમ્ કિરતારનો;
મહા મસ્ત મલ્યો ઉપદેશ, સલંગ સૂત્ર તારનો. ૮

હરદમ જપતો અજંપા જાપ, સોહમ્ અસ્મી શમી;
રહુ આનંદ મંગળ રૂપ, કરુણા સિંધુમાં રમી. ૯

સ્વામિ શ્રીમત્ કુવેર જ્ઞેય ધ્યેય, ચરણમાં વિરામીયો;
ગુરુ નારણથી નિજ લક્ષ, **બાલકૃષ્ણ** પામીયો.૧૦

## પદ ૨

જેને સદ્‌ગુરુની મલી સાન, ધ્યાને સ્થિર થાય છે;
અન્ય કર્મ ઉપાસના વેગ, ફરી શિદ ચહાય તે. ૧

જેને ભજનાનંદનો ભોગ, વિષયો નહિ રૂચતા;
તેતોરાજસ ગુણ કરનાર, પદાર્થો ના ઈચ્છતા. ૨

જેને ભજન અજંપાથી થાય, ૐકાર ધુન ઓળખી;
તેને શબ્દ ઉચ્ચારણ વેગ, વહેં ક્યાં વાણી લખી. ૩

જેને ષટ સંપત્તિ દિવ્ય પ્રાપ્ત, સ્વાનુકુલ થાય છે;
તેનો ધન્ય ગુરુ શિષ્ય યોગ, વેદો યશ ગાય છે. ૪

જેને સહજ સ્વભાવથી સર્વ, દિવસ છે ગુજારવા;
તે તો વિશેષ વસ્તુની કાજ, બેસે નહિ હારવા. ૫

જેને નિયમ નીતિ તણો ટેક, અસત્ય ઉચરણ નહિ;
ત્યારે ધુરત હરામ ને કામ, દગો દંભ રહે કંઈ. ૬

સ્વામિ કુવેર સુફળ ફલદાય, **બાલકૃષ્ણ** પુજીયે;
ગુરુનારાયણ ગરીબ નિવાજ, જુગલ સુખ લીજીયે. ૭

## પદ ૩

જેને હૃદયે હરિનું ધ્યાન, માન તેને ક્યાં રહ્યું;
જેને આત્મ ઉદય થયો ભાણ, નિશા અઘ દૂર થયું. ૧



જેને ચૈતન્ય તણી છે ચૂંપ, પરમ પદે ઐક્યતા;
સર્વ શાસ્ત્ર સિદ્ધાન્ત ગ્રહીસાર, નિવૃત દશા વર્તતા. ૨

જેની સુરત નુરત ઠરી ઠામ, કામ કલ્પીત ત્યજી;
તેને તત્વ અસ્મિનું નહિ માન, સાન ગુરુની સજી. ૩

જેનો લક્ષ છે નિગમ અગમ, નેતિ પરંતનો;
કહે કો મમ કર્તા કોણ, સંકલ્પી સમસ્તનો. ૪

જેની બ્રહ્મ ગતિ છે પ્રકાશ, વૃત્તિ સર્વે વ્યાપક;
તે કૈવલ કર્તાથી અંશ, ઘટો ઘટે સ્થાપક. ૫

અધરાસન અચળ જમાવી, પતિ ત્યાં બિરાજતા;
ષટવૃત્તિમાં સૃષ્ટિ સર્જીત, ઈત અંશો રાજતા. ૬

તેવા પરમ પતિનો રે ભેવ, લખાવે કુવેર ગુરુ;
**બાલકૃષ્ણ** મુકી અહંમેવ હું ચરણે જઈ વરું. ૭

## પદ ૪

શુદ્ધ સંકલ્પથી બન્યું સૃષ્ટ, ઉદ્‌ભવ પ્રભા અનુભવો;
નહિ નિર્વિકલ્પોહમ્ ઈશ, વિવેક વિના ક્યાં લવો. ૧

જેણે તત્ત્વ વિવેકી રે જોગ, ભોગ કેવો કર્યો;
જુઓ લક્ષ ચોરાસીનાં તન, યથા અનુકુલ ભર્યો. ૨

જેણે પુરી છે સમૃદ્ધિ મહાદ્ય, અંશ સુખ લાયક;
કહીયે સકૃતપતિ સોઈ આપ, આદ્યે અંતે સાદ્યક. ૩

બન્યું હિરણ્ય ગર્ભ સંયુક્ત, વિના પારાવારનું;
નહિ જાણે યથાર્થ આજીવ, સ્વરૂપ કરનારનું. ૪



તેનો લક્ષ લહે કોઈ સંત, સતંત સુરતા વરી;
નિજ ગમ ગતિયે ગંભીર, મિથ્યા સર્વ પરહરી. ૫

તેવો લક્ષ લહ્યા વિના ફોક, અવર વિષે આથડ્યો;
કરે અહંબ્રહ્મનો ઉચ્ચાર, સાર તેને શું જડ્યો. ૬

કોય ભજતા નિર્ગુણ બ્રહ્મ, સગુણ કોઈ સેવતા;
જેને જેવા ગુરુ સમજ્ઞાન, તેવા હરિ હેરતા. ૭

જડ ને ચૈતન્યનો આદ્ય, ઉદયકાર જે કરે;
રચ્યાં અગણિત ઇંડને પિંડ, કલ્પાંતે તે હરે. ૮

કર્યું કારણ રૂપ મહા કામ, કરુણા ભિન્ન ભિન્ન કરી;
નહિ એકની બીજા માંહ્ય, ચૌદે દેવમાં ભરી. ૯

બાલકૃષ્ણ કહીયે કિરતાર, સંકલ્પી આ સર્વના;
કર્યો ખંતે ખલકનો ખેલ, એવા પતિ પૂર્વના.૧૦

# કલ્યાણ પદ

## પદ ૧

(રાગ-કલ્યાણ)

આનંદ મંગલ કરન કૃપાળુ, શ્રીગુરુ સમર્થ દેવા;
અધમ ઉદ્ધારણ તાપ નિવારણ, કરવી ગુરૂપદ સેવા....ટેક.

ગોવિંદથી ગુરુ અધિક જાણે, તે સમજે શુદ્ધ ભેવા;
પરમારથ કારણ શ્રીપોતે, પ્રગટ તનુ ધરેવા. આનંદ ૧

જગતના જીવોનું બંધન, મોહ મત્સર અહંમેવા;
તનોસ્મીની લઘુતા ટાળે, તે માટે ગુરુદેવા. આનંદ ૨



અંગિકૃત લાગે પ્રભુપદને, અનુભવ વચની તેવા;
કલ્પવૃક્ષ અમૃત ફલ આપે, નહિ બાકી અન્ય લેવા. આનંદ ૩

અવિનાશી આત્મ ગમ આપી, કર્તા નિજ રૂપ જેવા;
હંસ બનાવે બગલા કેરો, એ સમર્થ ગુરુ કેવા. આનંદ ૪

**બાલકૃષ્ણ** ગુરુપદનો મહિમા, શેષ શકે નહિ કહેવા;
ગંગા યમુના ને સરસ્વતિ, ઈચ્છે ચરણરજ લેવા. આનંદ ૫

## પદ ૨

આનંદ પ્રેમ વધારો ઘટમાં, રાખી સદા શુદ્ધ મન;
જેને પ્રેમાનંદ હરિ તરફનો, તે હરિજનને ધન્ય...ટેક.

આનંદ વડે ત્રિવિધી બુઝે, શાન્તિ થાયે તન;
શાન્તિથી સદ્‌વિચાર સુઝી, પ્રેમ પ્રગટશે મન. આનંદ ૧

પ્રેમ વધારી પ્રભુનો પૂર્ણ, પાત્ર બને પાવન;
પરમ પવિત્ર આ પાત્રમાં દર્શે, પોતે જગજીવન. આનંદ ૨

જગજીવન જોતા નહિ ક્યારે, નિચ કે ઉંચી વરણ;
હરિજનના હૃદયમાં રહેવા, પોતે સદાય પ્રસન્ન. આનંદ ૩

શવરી સુપત ને કરમાં, તેનાં કેવાં પવિત્ર મન;
એઠાં બોર ખીચડી લઈ હરિયે, તજ્યા ઋષિ આસન. આનંદ ૪

પ્રેમે પ્રભુને વશ કરવાના, ઉપાય એ નહિ અન્ય;
સંત શાસ્ત્ર ને હરિજન કહે છે, વેદમાં ચતુરાનન. આનંદ ૫

પ્રેમ રેણી વિના નવ જોતાં, રાજ્ય રંક કે ધન;
**બાલકૃષ્ણ** ભજશે પ્રભુ તેના, પ્રેમી કરોને ભજન. આનંદ ૬



## પદ ૩

આનંદનો દિન આવ્યો મનુષ્ય તન,
આનંદનો દિન આવ્યો;
મનુષ્ય દેહ છે હરિ ભજવાનો,
તે પ્રેમી જનને ફાવ્યો...ટેક

પ્રેમી જન તો પ્રેમ ધરીને, સત્સંગમાં અર્પાયો;
સકલ તત્ત્વનો તોલ તપાસી, ચૈતન્ય આપ ચીનાયો. આનંદ ૧

આદ્ય અંકુરે સંત કૃપા થઈ, પૂરણ પદવી પાયો;
માન ગુમાન તે મનનું મૂકી, ગુરુ ચરણે લપટાયો. આનંદ ૨

ધન્ય જનુની તાત ગુરુને, જન સંસ્કારી જાયો;
સાચા સંબંધી પ્રભુને જાણી, અહોનિશ જશ ગાયો. આનંદ ૩

જપ તપ તિરથ વ્રતનો મહિમા,
ગુરુગમ માંહી સમાયો. આનંદ ૪

કહે **બાલકૃષ્ણ** જે ગુરુવિમૂખી,
ભવોભવમાં ભરમાયો. આનંદ ૫

## પદ ૪

હરિ ભજવાથી નથી કંઈ હાનિ,
જુઓ ભાઈ મન વિચારી;
હરિ ભજવા ભોગ ત્યાગે છે યોગી,
વન વિષે કરત તૈયારી;
હરિ ભજવાથી નથી કંઈ હાનિ,
જુઓ ભાઈ મન વિચારી...ટેક.

ગોપીચંદ ને ભર્તુહરિ ત્યાગ્યા,
રાયપદના અધિકારી;
રજે રજોગુણ હૃદયે ન રાખ્યો,
પૂર્વા સ્મૃતિ વિસારી. હરિ ૧

અમૂલ્ય દેહ મનુષ્યા તન દુર્લભ,
ટકાવીયો યોગ ધારી;
ગુરુગમ લઈ ગોવિંદ ગુણ ગાવા,
બેઠા આસન વાળી. હરિ ૨

સહી કસોટી મહા સુખ પામ્યા,
આત્મ જ્ઞાન આધારી;
અમૃત પાન કરે તે વિરલા,
પ્રેમ ગંગાનું વારી. હરિ ૩

ભક્ત વત્સલ બિરદ પાળે જનનું,
લીધાં મીરાંને ઉગારી;
મન કર્મ વચને સાચ હતું તે,
કરી દીધું વિષ હારી. હરિ ૪

એક આપતાં અનેક દેતા,
એ પ્રભુની બલિહારી;
આપણ તો વિસરીયે પળમાં,
એ નવ મૂકે વિસારી. હરિ ૫

સકર્તાધીશ સૌને સંભાળે,
અગમ વિલોકી વિચારી;
જલ થલ ચરને યથા સંભવતું,
દે ખાન પાન તૈયારી. હરિ ૬



પરમારથી પ્રભુના યશ ગાવા,

હર્દમ શ્વાસે સવારી;

પરમ મોક્ષની આરત સરતાં,

લે બાલકૃષ્ણ તે તારી. હરિ ૭

## પદ ૫

મિથ્યા અભિમાન મનથી રે મૂકો,

હરિ ભજન ઉર લાવો;

સમર્થ ગુરુનો શરણો રે પકડી,

નિત્ય વિવેકી થાઓ....ટેક.

નિત્ય વિવેક છે જેના રે ઘટમાં,

તેને આત્મ રિદ્ધ લ્હાવો;

આત્મ દૃષ્ટિએ અદ્વૈત ભાસી, વરણાતિત સરાવો. મિથ્યા ૧

વરણાતિત વિત તે આપ, તે હરિ અંશ કહાવો;
કીટ પતંગાદિકમાં પ્રસર્યો, તનતનમાંહી પ્રભાવો. મિથ્યા ૨

જડ ચૈતન્યનો જ્યોગ જમાવ્યો,

તે સર્વેશ્વર મહાવો;

ઉંચ નીચની ભેદ બુદ્ધિ તે, હરિ ભજને અસ્તાવો. મિથ્યા ૩

હરિ ભજન વિના જે મોટા, તેને શિર યમ દાવો;
સુકૃત્ય સાર ભક્તિને જાણી,

ભક્ત ચરણરજ ચહાવો. મિથ્યા ૪



આત્મ પ્રદેશે વરણ ન વર્ણવો,
ભક્તિ તે તુપ ઠરાવો;
તક્ર સરીખુ આવ્રણ ત્યાગી,
પરમ દૈવત વિત પાઓ. મિથ્યા ૫

મછગંધા વેશ્યા સુત વ્યાખ્યા,
વાલ્મિક વિદુરની પાવો;
અન્ય ભક્તનો મહિમા એવો,
સુપતે શંખ બજાવ્યો. મિથ્યા ૬

ભક્ત રેણીએ રઘુવર રિઝયા,
ભીલ સવરી ગુણ ગાઓ;
કરમાનું ક્રિયાપદ કેવું, ગયો ઋષિ મનનો ફુલાવો. મિથ્યા ૭

હદના સુખની ઈચ્છા કરીને, હુંપદમાં શું ધાવો;
મિથ્યામત માયાના રાગી, વિધવિધ કર્મ ફસાઓ. મિથ્યા ૮

લાલચથી બળી પાતાળે પેઠો, યજ્ઞ કરી અમુઝાયો;
મલિન માયા બુદ્ધિ ગઈ તો, વિષ્ણુ ચરણ સુખ પાયો. મિથ્યા ૯

ભક્તિ વિનાનું કર્તવ્ય કરતાં, અનેક વિઘ્નમાં આવો;
નિર્વિઘ્ન ગમ ગુરુની સેવી, **બાલકૃષ્ણ** સુખી થાઓ. મિથ્યા ૧૦

# મારૂ પદ

## પદ ૧

(રાગ - મારૂ)

મારી અરજ સૂણો અધિકારીરે, મુકો મનની રે મમતા,
એ તો સર્વને છે સુખકારીરે, રખે અમને રે દમતા...ટેક.



બુદ્ધિ વિવેક બળીયા ઘણા રે, ચૌદ વિદ્યા સુજાણ;
રિદ્ધિ સિદ્ધિ ઘણી મેળવો, પણ નવ જાણ્યું પદ નિર્વાણ રે.
મુકો મનની...૧

પટુ વાચક પંડિત છો રે, કંઠાગ્રે ગ્રંથ કાવ્ય;
રેહેણી વિના કહેણી વેદની, એતો મમતા વડે બોલાય રે.
મુકો મનની...૨

સ્થુલ તણી થાય ભાવના રે, સૂક્ષ્મ દ્રષ્ટિ ન કરાય;
આ તનનો તાપ મટાડવા, નિશદિન ભવે ભટકાય રે.
મુકો મનની...૩

સંસાર સુખ સાચું ગણ્યું રે, પુત્ર કલત્ર જોય;
મૃગજલ સરખું માનજો, નથી સાહ્ય કરનારૂં કોય રે.
મુકો મનની....૪

વારપાર વિના ભર્યો રે, મોહ સાગર ભર દુઃખ;
ત્રિગુણી જાળમાં પાશીયો, તોય મુરખા માને છે સુખરે.
મુકો મનની...૫

અવર સંપત્તિ બહુ સાંપડે રે, સુંદીર દેહને નૂર;
એતો આદ્ય અનાદ્યથી જાય છે, જેમ અવધે ઉડે અર્ક તુરરે.
મુકો મનની...૬

ખમા ખમા સૌ કો કહે રે, અહીંનું મિથ્યા માન;
ધન્ય જનુની તાતને જ્યારે, કાળ કરે સન્માન.
મુકો મનની...૭

કાળ કોને મૂકે નહિ રે, કોણ રાજા કોણ રંક;
શરમ ભરે નહિ કોઈની, નહિ જુએ સમૃદ્ધિનો અંક.
મુકો મનની...૮





ડાહ્યા શું ડફોળ બનો રે, અંતે થશે પરિતાપ;
લક્ષ ચોરાસીમાં નાખશે, તેનું કોણ કરાવશે માફ રે.
મુકો મનની...૯

માફ કરાવન સંતન છે રે, સુક્ષ્મ વિચાર એ સાર;
તન મન ચરણને ચહાય છે, તેને સંત કરે ગતિયાર રે.
મુકો મનની...૧૦

ગતિ વડે ગમ આવશે રે, કો મમ કર્તા ઈશ;
આપનુ આપ પ્રકાશતાં, પલ્લો પકડે શ્રી જગદીશ રે.
મુકો મનની...૧૧

અરજ અમારી એટલી રે, સેવો ગુરુ નિર્વાણ;
બાલકૃષ્ણ ભય ભાગજો, મેં તો કહ્યું પ્રભુ પારાણ રે.
મુકો મનની...૧૨

## પદ ૨

તારૂં સ્વરૂપ નહિ દરશાય રે, જ્યોતિ ઝાંખો પડીને;
મન મેલું થયું છે તદાય રે, જીવ બુદ્ધિએ ચડીને...ટેક.

સ્થુલાવરણ ને કાજળે રે, મન તકતે ચઢ્યો મેલ;
જ્યોતિ ઝાંખો એ કારણે, મંદ આત્મ ગતિનો ઉકેલ રે.
જ્યોતિ...૧

અંધારે જીવ આથડે રે, નિજ વસ્તુ નહિ હાથ;
અવર ઉપાયો બહુ કરી, ભરો વિવેક વિના શું બાથ રે.
જ્યોતિ...૨

કુટાતાં કલ્પો ગયા રે, તદપી ન પામ્યા વસ્ત;
સર્વજ્ઞ સ્વપ્રકાશિક, થઈ અંતર વૃત્તિ તો અસ્તરે.
જ્યોતિ...૩





અંતરે અંધારી સહી રે, કથવે નયનો દોષ;
ઘુવડની વત્ ઘુમતા, રાખી આત્મ રવિ પર રોષ રે.
જ્યોતિ...૪

દવાઓ શોધતા દુરની રે, ક્યાં જાઉ દેશ વિદેશ;
ડામ દેતાં ચર્મ કોશને, કેમ સુધરે મહિષીનો કેશ રે.
જ્યોતિ...૫

મન મહિષી માંદો ફરે રે, મમતા લઈ પખાલ;
જન્મ મરણ રોગ ટાળવા, બાળે આત્મ પખાલીની ખાલ રે.
જ્યોતિ...૬

પરખ વિના પડદો સહેરે, ઘટ મઠનું પટ જોય;
પરમ પ્રકાશ પાયે વિના, રહ્યા આત્મ અંધા સર્વ કોય રે.
જ્યોતિ...૭

અનુભવીના સત્સંગથી રે, સાફ કરો સૌ કાટ;
ત્યારે જ્યોતિ પ્રકાશીને, **બાલકૃષ્ણ** જડે તુજ ઘાટ રે.
જ્યોતિ...૮

## પદ ૩

જોતામાં જાશેરે જીવન જોતામાં જાશે,
નહિ રોક્યું રોકાશે રે, જીવન જોતામાં જાશે...ટેક.

કાળ તણો ભય મોટો રે માથે,
કોણ ગતિ થાશે રે... જીવન ૧

કાણા રે કુંભનું જળ જાયે તેમ,
ઘટે આયુષ્ય શ્વાસે રે. જીવન ૨



કર્યાં કર્મ સૌ પ્રાપ્ત થવાનાં,
તે નહિ પલટાશે રે. જીવન ૩

જ્ઞાન ભક્તિ વૈરાગ વિનાના,
શો લાભ કમાશે રે. જીવન ૪

ચૈતન્ય વૃત્તિ સ્થિર નહિ ધ્યાને,
તે જડ ભૂતને ચહાશે રે. જીવન ૫

ચિંતામણી દેહે ચિતવન વિના,
ખત્તા ખુબ ખાશે રે. જીવન ૬

કુટીલ કર્મે અવસર ખોયો,
પછીથી પસ્તાશે રે. જીવન ૭

અતિ આરતથી સુરતે સાધો,
આપનું આપ ભાશે રે. જીવન ૮

મૈથુન ભય નિંદ્રા આહાર મનથી,
મિથ્યા મનાશે રે. જીવન ૯

**બાલકૃષ્ણ** ધન્ય ધન્ય તે જનનું,
જીવન ગણાશે રે. જીવન ૧૦





# માલવ પદ

## પદ ૧

(રાગ - માલવ અથવા કાલરો)

(સાખી)

મારૂ રાગ મટ્યા પછી, આવ્યો માલવ રાગ;
સચેત થઈ ગાવો સહુ, નિંદ્રા કરીને ત્યાગ. ૧

માલવ રાગ મહા રસભર્યો, ગાન તાન ગંભીર;
ઠાંસ કાંસી મરદંગને, ભેર ભૂંગળો ધીર. ૨

ભવ તારણ અવતાર ગુરુનો, પરમગુરુને ધારો રે;
મન ક્રમ વચને દ્રઢ થાય જેને, માર્ગ મલે તેને સારો રે. ટેક.

ચંદ્ર પ્રતિબિંબ જલમાં રે દરશો, પોતે સદા અવકાશી રે;
મચ્છ કચ્છ સરખા આ સૌ જેવા, જાણે ન એ અવિનાશી રે.
ભવતારણ ૧

સ્થુલ દરશો તે જોયા રે જેવું, મોહ જાળમાં નહિ આવે રે;
ગગને રહી ગરજે ચિત્તવૃત્તિ, ગંભીરી જ્ઞાન સુણાવે રે.
ભવતારણ ૨

બોધ અગાધ ટહંકાર કરીને, અનુભવ અમૃત વરસે રે;
ચકોર ચિત્તના અમિરસ પીયા, ગુરુ સન્મૂખતા કરશે રે.
ભવતારણ ૩

સન્મૂખતાથી કરુણા રે સિંધુ, ત્રિવિધી તાપ નિવારે રે;
દુઃખ ભુખની આદ્યે, સંકટ સર્વ સંહાર રે.
ભવતારણ ૪





અકળ કળા છે પરમ પ્રભુની, અકળ સકલ વેતા રે;
સર્વજ્ઞ સાક્ષિવત્ પોતે, સાંગોપાંગ નિજ કહેતા રે.
ભવતારણ ૫

સોળ કળા સંપૂર્ણ પ્રભુતા, કરૂણા કિરણ આ ભવમાં રે;
ચૈતન્ય રૂપ જ્ઞાન પ્રકાશી, હરે તિમિર એક લવમાં રે.
ભવતારણ ૬

તિમીર અંધારી રજની ટાળે, જુએ નિજ નરણાંનરણી રે;
બાલકૃષ્ણ આત્મ અંધાતે, ભુગતત સદાય કરણી રે.
ભવતારણ ૭

## પદ ૨

અજર અમિરસ પ્રેમનો પ્યાલો, પીએ વિરલાજન વેત્તા રે;
પ્રણવ પ્રવાહ અરસ ઉતરી, ત્રિવેણી ધારાએ વહેતા રે...ટેક.

ઉલટ સુલટ રસ પસર્યો આ પિંડમાં, આત્મ હરિ એક્તાથી રે;
સન્મૂખતા એ પાઈ પીએ છે, સંત સજ્જન ગુરુનાથી રે.
અજર ૧

અનુભવાનંદ વિલસીત વિશ્વે, ચૈતન્ય ચિદ જોઈ નેણે રે;
અગમ અગોચર સુગમ સરાવે, શ્રી સદ્ગુરુ કેરે વેણે રે.
અજર ૨

દિવ્ય સ્વરૂપ દેહીનું રે દરશે, લગ્ન મગ્ન થઈ સુરતા રે;
ત્યાગ વૃત્તિ એ પંચ ભૂત ત્યાગી; આપોહંગ નિજ નુરતારે.
અજર ૩



આપનું આપ નિરંતર નિશ્ચલ, સ્વયં પ્રકાશિક સૂન્યમાં રે;
**બાલકૃષ્ણ** ૐકાર ધ્વની ગાજે, સોહંગ સાહેબની ધૂન્યમાં રે.
અજર ૪

## પદ ૩

અદ્‌ભૂત વચન વિલોકોરે ઘટમાં, અહંબ્રહ્મ શ્રુતિની સાખ્યે રે;
અગમ અગોચર તત્ત્વ રહિતતે, નિરખાય નહિ ચર્મ આંખે રે. ટેક

દેહ દેવળમાં નિર્ગણ દેવા, દિવ્ય દૃષ્ટિએ ભાસે રે;
અષ્ટા વરણ તન મનથી ન્યારા, અણુ અણુ માંહી પ્રકાશે રે.
અદ્‌ભૂત ૧

કપોળ કલ્પના રહિત અનોપમ, જેમ છે તેમ સદાય રે;
સર્વજ્ઞ અવિનાસી ઘટમાં, અરૂપ સ્વરૂપ લહાય રે.
અદ્‌ભૂત ૨

અન્ય ભાવના કરે જન પ્રેમી, અહંબ્રહ્મ વચન વિરોધી રે;
ચાર ધામ અડસઠ તિર્થે જઈ, શું કાડે કોય શોધી રે.
અદ્‌ભૂત ૩

કોઈ પ્રતિવાદી વાદ કરે તો, કહો જઈ કેવા દેખ્યા રે;
ચૈતન્ય પદનું ચિન્હ બતાવો, રૂપ રંગને નહિ રેખા રે.
અદ્‌ભૂત ૪

તન મન ધનનો વ્યય જે કર્યો તે, જગત જીવોથી તો સારો રે;
તેના સુફલમાં અહીં કે સ્વર્ગે, સુખરૂપ જીવન ગુજારો રો.
અદ્‌ભૂત ૫



આત્મ સાધન વિનાની ભક્તિ, કણ વિના જેમ ખેતી રે;
પતિ વિના શણગાર ધરે તે, સુંદરી શું સુખ લેતી રે.
અદ્‌ભૂત ૬

સોહમ્ પદમાં સંયમ નહિ તો, સાધન મધ્યમ જાણો રે;
પરમ મોક્ષ દાયક ગુરુગમ છે, લાયક થઈ જન માણો રે.
અદ્‌ભૂત ૭

અષ્ટાદશ ખટવેદ ચુતરમાં, પ્રમાણ કરે પંથ બહુધા રે;
**બાલકૃષ્ણ** આત્મ સાધન પર, યોગીંદ્રો રાખે શ્રદ્ધા રે.
અદ્‌ભૂત ૮

## પદ ૪

કોહમ કર્તાનું ધ્યાન ધરીયે, સુરત નુરત એકતારે રે;
જડ ચૈતન્યનો યોગ જમાવ્યો, કુલ કૈવલ કિરતાર રે...ટેક

વિવિધ રિદ્ધિ ભરી બ્રહ્માંડે, વળી પિંડ પિંડ અણુંમાં રે;
શુદ્ધ સંકલ્પે સર્વ પ્રકાશી, અંશ પ્રેર્યા તનુતનુમાં રે.
કોહમ્ ૧

આત્મ જ્યોત પ્રકટી શૂન્ય શિખરે, પિંડ બ્રહ્માંડની મધ્યેરે;
વ્યાપક ચૈતન્ય બાહ્ય અંતરમાં, જડ તનું તત્ત્વ સંબંધ રે.
કોહમ્ ૨

અધર ચલાવ્યાં આકર્ષણથી, લોહ ચુંબકને ન્યાયે રે;
બ્રહ્મ માયાથી ત્રિગુણ પુતળાં, નચવ્યાં નિજ કર્તાયે રે.
કોહમ્ ૩

સુક્ષ્મ મહાદ પ્રાણ તંતુ પ્રસરી, રરંકાર રોમ રોમે રે;
ઈંગલા પિંગલા તત્ત્વ સંયોગી, સુક્ષ્મણા સુક્ષ્મ વહે વ્યોમે રે.
કોહમ્ ૪





સુક્ષ્મ પ્રણવને સંત સાધતા, અઢી આંગુલની હદમાં રે;
હદ બાંધી બેહદમાં વસતા, આપનું આપ સદ્ય પદમાં રે.
કોહમ્ ૫

ઓમ્કાર ગાજે છે ધુન આપે, સોહમ્ કૈવલ શિર સ્વામિ રે;
હસ્તો હસ્તનું સાધન સાધે, સંત ગગનના ગામીરે.
કોહમ્ ૬

નિજ દૃષ્ટિમાં સૃષ્ટિ રાખી, કર્તા હર્તા અંતેરે;
**બાલકૃષ્ણ** ઉપજ્યું ત્યાં સમતાં, સત્ય કૈવલ કલ્પાંતે રે.
કોહમ્ ૭

# સોરઠ પદ

## પદ ૧

(રાગ - સોરઠ)

(સાખી)

સોરઠ રટ તે રૂપને, જેની ગતિ અનંત;
કીટાદિક બ્રહ્માંડ સહ, સબ-ઘટ વૃત્તિ સતત. ૧

સોરઠ રટતે રૂપને, જે આ ઘટ ઘડનાર;
જડ ચૈતન્ય અકલિતવિત, જુગલ જોગ કરનાર. ૨

સોરઠ રટ તે રૂપને, જે સર્જે સઘળા જીવ;
જેને જેવું સંભવે, તે ખાન પાન દે પીવ. ૩

સદ્ગુરુ મલ્યા છે મુને આજ રે, ત્રિવેણી ઘાટે;
હું એ ગઈતી તેણે ઘાટ રે, જલ ભરવા માટે...ટેક





સંજ્ઞા કરીને વહાલે સંગમાં તેડ્યાં રે;
પરમારથ કરવાનો રંગ રે, જલ ભરવા માટે. સદ્ગુરૂ ૧

સદ્ગુરૂ શબ્દનો તાર તપાસી રે;
વિવેક વસ્ત્ર ધર્યા અંગ રે, જલ ભરવા માટે. સદ્ગુરૂ ૨

પ્રેમનાં પાત્ર મેં તો મુસ્તક ધરીયાં રે;
ઉગ્યો છે આનંદ પ્રભાત રે, જલ ભરવા માટે. સદ્ગુરૂ ૩

નાદ ઉપર અમે નુરતે ચાલ્યાં રે;
સર્વે સાહેલીનો સાથ રે, જલ ભરવા માટે. સદ્ગુરૂ ૪

પ્રેમના પાત્રમાં અમૃત ભરીયું રે;
ભર્યું ઠસરસ આપોહંગરે, જલ ભરવા માટે. સદ્ગુરૂ ૫

ઉલટ સુલટ થતાં કુંભ છલકાયો રે;
વહેતી ધારા અંગો અંગ રે, જલ ભરવા માટે. સદ્ગુરૂ ૬

અંગનાં આભ્રણ મારાં સર્વે ભીજાયાં રે;
તેણ થઈ છું હું તો ન્યાલ રે. જલ ભરવા માટે. સદ્ગુરૂ ૭

અમૃત કુંભ છલ્યો ઉર્ધ્વ પ્રદેશે રે;
જાણે નહિ જગત એનો ખ્યાલ રે. જલ ભરવા માટે. સદ્ગુરૂ ૮

અમૃત રસ ગુરુથી અનહદ્ય પાયો રે;
છકીત ભઈ હું અપાર રે. જલ ભરવા માટે. સદ્ગુરૂ ૯

પ્રવૃત્તિ પાશી તે તો જેમ તેમ બોલે રે;
હું તો ઉપાશી સ્વરૂપાકાર રે. જલ ભરવા માટે. સદ્ગુરૂ ૧૦





સ્વરૂપ સોહાગી તે તો છે બડાભાગી રે;
ત્યાં નહિ પ્રવૃત્તિનો લાગ રે. જલ ભરવા માટે. સદ્ગુરૂ ૧૧

શ્રીમત્ કુવેર ગુરૂ સમર્થ મલીયા રે;

**બાલકૃષ્ણ** એ તો તુજ ભાગ્ય રે. જલ ભરવા માટે. સદ્ગુરૂ ૧૨

## પદ ૨

(રાગ - આ જોને કોઈ, ઉભી રે આળસ મોડે...)

સંત સેવ્યાનાં એંધાણાં, જુઓને ભાઈયો,
સંત સેવ્યાનાં એંધાણાં. ટેક.

સંતને દેખી એ તે સામો રે જાએ વ્હાલા;
કરે નમી સ્પર્શ ચરણાંનો. જુઓને ભાઈયો. ૧

શાન્ત સંતોષી સંતનું મુખ જોતા રે;
આનંદ ઉર ઉભરાણો. જુઓને ભાઈયો. ૨

નિજ મંદિરમાં રૂડી સેજ બિછાવી રે;
આસને વાસ કરાણો. જુઓને ભાઈયો. ૩

મધુર વચન અન્યો અન્ય ઉચ્ચારી રે;
ખોલે અનુભવ ખાણો. જુઓને ભાઈયો. ૪

આદર વાદર વહાલ અતિશય આણી રે;
કાંત રુચિત ભોગ આણ્યો. જુઓને ભાઈયો ૫

સંતનો સત્ય શબ્દ હર્દમ સાધે રે;
આપમાં વ્યાપક વૃત્તિ આણો. જુઓને ભાઈયો ૬

શ્રીમત્ કુવેર સરખા સંત મલે તો;
કહે **બાલકૃષ્ણ** પ્રાણ જાણો. જુઓને ભાઈયો ૭



## પદ ૩

આવી રે અવિરલ ધારા, સદ્‌ગુરૂ શબ્દે,
આવી રે અવિરલ ધારા. ટેક.

અવિરલ ધારા આવી રે અગમથી;
કોણ ઝીલે નહિ પાત્ર વાળા. સદ્‌ગુરૂ. આવી રે ૧

સંસાર સુખમાં સર્વે લોભાયા રે;
માણી ભોગ ખટરસ સારા. સદ્‌ગુરૂ. આવી રે ૨

તન ધન દારા સુતના સુખ કાજે રે;
દેવ દેવી પિત્રુ અતિ પ્યારા. સદ્‌ગુરૂ. આવી રે ૩

કોઈ સગુણ શક્તિ ત્રિગુણ માની રે;
ભોગ ધરાવે મનુ વહેવારા. સદ્‌ગુરૂ. આવી રે ૪

કોઈક સાધન સિદ્ધિ કેરા ખંતીલા રે;
ચટકાં તે જુએ જીવ સારા. સદ્‌ગુરૂ. આવી રે ૫

અવતારાદિકનાં કૃત્ય વખાણી રે;
ગાવત ગુણ ગ્રંથ સારા. સદ્‌ગુરૂ. આવી રે ૬

માત્ર મનુ સ્મૃતિના નિયમે વર્ત્યા રે;
કરી વરણાશ્રમ મત ચાળા. સદ્‌ગુરૂ. આવી રે ૭

કોઈક તિર્થવ્રત જપ તપ કરતા રે;
વળી દયા દાન પુણ્યવાળા. સદ્‌ગુરૂ. આવી રે ૮

કોઈ ગાન તાન કરી ધૂન મચાવે રે;
લંબ સ્વરે કરીને ઉચ્ચારા. સદ્‌ગુરૂ. આવી રે ૯



વેદ ભણ્યા પૂઠે ભેદ ન પાયો રે;
ડુબે અહંબ્રહ્મ અહંકારા. સદ્ગુરૂ. આવી રે ૧૦

દાંભિક સંતનું સિદ્ધાન્ત એવું રે;
પતિ વિના આપ વહેવારા. સદ્ગુરૂ. આવી રે ૧૧

કુપની છાયા તે કુપે સમાઈ રે;
તેમ સૌ સિદ્ધાન્ત નિસ્તારા. સદ્ગુરૂ. આવી રે ૧૨

મહાદ્ કર્તાની રિદ્ધિ કોઈ નવ બુઝે રે;
આ જત મત અવિરલ ધારા. સદ્ગુરૂ. આવી રે ૧૩

કુપમંડુક જેમ સાગર બોટે રે;
તેમ તન દ્રષ્ટા એક કહેનારા. સદ્ગુરૂ. આવી રે ૧૪

મહા પર્જન્ય ઈંદ્ર ઉર્ધ્વેથી વરસે રે;
તેમ ઉદય જગ સારા. સદ્ગુરૂ. આવી રે ૧૫

ઈંડ થકા ઈંદ્ર સકર્તા ન્યારા રે;
એ સિદ્ધાન્તે સકલ વહેવારા. સદ્ગુરૂ. આવી રે ૧૬

આવા દ્રષ્ટાન્ત છતાં જે નહિ માને રે;
**બાલકૃષ્ણ** મનાવે યમ પાળા. સદ્ગુરૂ. આવી રે ૧૭

## પદ ૪

જંજાળી જીવને શું કરીએ, જુઓને ભાઈયો,
જંજાળી જીવને શું કરીએ.

એને જોઈને ઘણા બળીએ,
એને દેખીને કેમ ઠરીએ જુઓને...ટેક.





કથા કિર્તનથી એતો સો ગાઉ નાશે રે,
આનંદ ઉત્સવથી ઘણો ત્રાશે;
નિંદા કરવાને ચિત્ત ધારે,
વૈખરી વિવાદે નવ હારે.

જુઓને ભાઈયો જંજાળી...૧

સગાંને દેખી એતો ઉચેથી આવે રે,
સંતને દીઠે અવળુ જોઈ જાવે;
કુછંદ વૃત્તિનો કુટીલ,
દેખીતો ડાહ્યોને મનમાં મેલ.

જુઓને ભાઈયો, જંજાળી...૨

કબુદ્ધિ કલ્પના બહુ કરતો રે;
મન કાય વચને ભ્રષ્ટતા ચરતો રે;
સામાને શિખામણ દે છે,
પોતે તો પ્રવૃત્તિમાં રહે છે.

જુઓને ભાઈયો. જંજાળી...૩

એક કામ કરતાં પહેલાં ચાર ગણાવે રે;
હું ચતુર ઘણો છું એવી ચતુરાઈ જણાવે રે;
આવા ગમન જુએ ન વિચારી,
હું તે કોણ ને કોણ કિરતારી.

જુઓને ભાઈયો. જંજાળી...૪

ભાવે કભાવે કોઈ દેવને સમરતો રે,
સુત વિત દારા સુખની ઈચ્છાયો ધરતો રે;
જુઠા સુખ પર ફુલ્યો બહુ સંસારી,
અંતે દુઃખ તે જોયું નહિ વિચારી.

જુઓને ભાઈયો જંજાળી...૫





સંસાર કામમાં શુરો ને પુરો રે,
જ્ઞાન ગતિનો રહ્યો અધુરો રે;
એમ કરતાં કાળ લઈ જાશે,
હે જીવડા તારી કોણ ગતિ થાશે.

જુઓને ભાઈયો જંજાળી...૬

મુરખ મદ ભર્યો ચાલે માતંગા રે,
બોલાવ્યા બોલે નહિ મનના તોરંગા રે;
જાણે અમો મોટા સર્વથી,
અમારે તો મરવું નથી.

જુઓને ભાઈયો જંજાળી...૭

જમપુર જાશે ત્યારે ત્યાં તોલ થાશે રે,
હલકો ને ભારે તે તો ત્યાં ઓળખાશે રે;
માટે વિચારીને ચાલો,
સદ્‌ગુરૂ શેરડો ઝાલો.

જુઓને ભાઈયો જંજાળી...૮

દુર્લભ દેહ ડહાપણમાં ગુમાવ્યો રે,
ગુરૂ વિમૂખથી મહા દુઃખ આવ્યો રે;
પછી પસ્તાવો છુટી પડશે,
**બાલકૃષ્ણ** કર્યાં કર્મ નડશે.

જુઓને ભાઈયો જંજાળી...૯







## પદ ૫

(રાગ - સોરઠની ચાલ)

ક્યાહા જાણે પ્રેમકી રે બાત, સાકુટ શઠ,
ક્યાહા જાણે પ્રેમકી રે બાત,
જાકે હ્રદયે અતિ ઉત્પાત, સાકુટ શઠ,
ક્યાહા જાણે પ્રેમકી રે બાત...ટેક

પ્રેમીજનને પ્રભુ લાગે પ્યારા,
શુદ્ધબુદ્ધ સુરતાએ સદા ન્યારા;
ભજનાનંદ ભોગી દિન રાત.
સાકુટ શઠ, ક્યાહા ૧

પ્રેમ થકી પરમાત્મા રે પાવે,
જન્મ મરણનો ભય નસાવે;
બન જાએ અજ અમરાત. સાકુટ શઠ, ક્યાહા ૨

પ્રેમ પ્રભાવ છે પરમ પ્રભુનો,
સામાન્ય શું જાણે મહિમા વિભુનો;
જાકો નહિ અસ્ત ઉદયાત. સાકુટ શઠ, ક્યાહા ૩

તન મન વાણીયે તાગ ન આવે,
પરા વાણીનો ઘોર નાદે શમાવે;
એ તો છે પરાની પરાત. સાકુટ શઠ, ક્યાહા ૪

સાકુટ સોઈ આત્મ વધકારી,
પ્રેમ વિના બેઠો હરિ હારી;
જો પ્રેમ મિલે તો પ્રભુ પાત.
સાકુટ શઠ, ક્યાહા ૫





પ્રેમ ધરે ગુરૂ ચરણ કમલકો,
સંકલ્પ સિદ્ધ કરે આપ અમલકો;
તો **બાલકૃષ્ણ** સાકુટ મીટાત. સાકુટ શઠ, ક્યાહા ૬

## પદ ૬

ક્યાહા જાણે સત્સંગની પેર,
સાકુટ શઠ ક્યાહા જાણે સત્સંગની પેર,
જાકે હૃદયે રહે અતિ ઝેર, સાકુટ શઠ...ટેક.

સાકુટતે શાહ આત્માને કુટે,
રહી વિષયાનંદ સંકલ્પ જુટે;
પ્રબળ વર્તાવીને કે'ર. સાકુટ શઠ ક્યાહા...૧

અંધાધુંધ થઈ રહ્યો મદ ભરીયો,
કાલ માયા નાગણે ડંષ કરીયો;
ચર ચરીયું હળાહળ ઝેર. સાકુટ શઠ ક્યાહા...૨

કર્મ ભ્રમ કેરા મર્મે ઘેરાયો,
એકાગ્રતા નહિ દ્રષ્ટિ ચેલાયો;
પડ્યો ચકરી ખઈને ચોફેર. સાકુટ શઠ ક્યાહા...૩

ઝેરથી જામેલાજે વિશ્વાભિલાષી,
કોહમ્ કર્તાને ન તપાસી;
થઈ રહ્યો સુષુપ્તિ સમેર. સાકુટ શઠ ક્યાહા...૪

માયા રૂપી ઝેર હિલોર ચઢ્યું મનને,
અબુજ અંધારી આવી હૃદે ને'નને;
કોણ ઉતારે દીલનું ઝેર. સાકુટ શઠ ક્યાહા...૫





સૂક્ષ્મ દવાઓ કોઈ અંતરે પોખે,
નિર્મળ થઈ જન્મ મરણને રોકે;
ટાળી વિષ રાખે અમૃત ભેર. સાકુટ શઠ ક્યાહા...૬

અનુભવી વૈદ્ય મલે ગુરૂ ત્રાતા,
અમર બુટ્ટી પઈ કરે સુખ સાતા;
તો **બાલકૃષ્ણ** ગુજરે તે ખેર. સાકુટ શઠ ક્યાહા...૭

## પદ ૭

ખટપટમાં શું ખોવાયો, મુરખનર ખટપટમાં શું ખોવાયો,
સારો મનુષ્ય રત્ન ગુમાયો. મુરખનર ખટપટમાં. ટેક.

ખટનો પટ એ વિદ્યા ધન દારા,
કુટુબં કીર્તિ વળી બળ સારા;
એ ભવાવરણમાં ભ્રમાયો.
મુરખનર ખટપટમાં...૧

અહંકાર ઉપજણનું મૂળ એ તો,
સંત બન્યા તેણે ત્યાગ્યા છે તે તો;
દેખોને પ્રાચીન પ્રભાવો.
મુરખનર ખટપટમાં...૨

અહંકાર ઉપજે એ નર્કનું બારૂં,
આત્મ પ્રદેશે કરે છે અંધારૂ,
ભલે ગ્રહી કે શિર મુંડાયો.
મુરખનર ખટપટમાં...૩





વેદ શાસ્ત્રો કે વ્યાકરણ જાણી,
અભિમાન આવ્યેથી એ ધુળધાણી;
સો સંત રેણીથી ડગાયો.
મુરખનર ખટપટમાં...૪

સંત રેણીનો તંત છે ન્યારો,
સંયમ સંપત્તિ વિણ ન વિચારો;
રહે રોમ રોમ તિવ્ર તમાયો.
મુરખનર ખટપટમાં...૫

વેદ શાસ્ત્રોનું વિલોકન કરતા,
ચૈતન્ય ચોંપે સદા ડગ ભરતા;
જોતા અદ્વૈતાત્મ સખાઓ.
મુરખનર ખટપટમાં...૬

મારા તારાનું માન નહિ તેને,
જ્ઞાન દ્રષ્ટિ વંતાં નેંન જેને;
તેને આત્મ ખરો ઓળખાયો.
મુરખનર ખટપટમાં...૭

ભવ આવરણનું માન ઉતારે,
પોતે તરીને પરને રે તારે;
એવો સમર્થ શરણો ન સહાયો.
મુરખનર ખટપટમાં...૮

ખપપટીયા તે ખરા જમ ધોખે,
સંયમ વિના એ શોકમાં નાખે;
**બાલકૃષ્ણ** એ વિધી ગાયો.
મુરખનર ખટપટમાં...૯



# સામેરી પદ

(રાગ - સામેરી પ્રારંભ)

(સાખી)

સામેરી સુરતા વાસી આદ્યની, પડી શબ્દ ફંદ મ્હાંય,
ઈત અંગમાં ફસી રહી,
ભૂલી શબ્દાતિત પીયુ જહાંય. ૧

સામેરી સુરત સખી ઘર અગમકી, ઈત જીત તિત ભટકાય;
પદાર્થી પીયુ સેવીયા, શ્યામ દીયો છટકાય. ૨

સામેરી સુરતા જો તુજ રૂપને, નહિ રૂપ રંગ રેખ;
સ્વામિ તારો તુજ સમો દેહાતિત પતિ એક. ૩

સામેરી આ તનમાં આત્મા વસે, તે ઓળખાયો નહિ હજુ;
તો અધર તખત પર પીયુ વસે,
તેહી મીલનકે કોણ ગજુ. ૪

સામેરી શ્યામ તો દુર વસે, નહિ મીલનકી આશ;
જો સાચા સદ્‌ગુરૂ મલે, તો પળમાં પ્રીછવે પાસ. ૫

સામેરી સંત વિવેકી શરણથી, પામીયે નિજ પીવ;
ભાગ ત્યાગ મહાભૂતનો, કરી દેવે ગતિ દિવ્ય. ૬

## પદ ૧

આદ્યના અનુભવમાં રે પ્રભુ મારા એકલા રે,
નહોતી વૃત્તિ વ્યાપક બ્રહ્મ વિલાસ;
બ્રહ્માંડનું ડીંટરે નિરંજન નહિ હુતારે,
નહિ પ્રણવ શમદમ શ્વાસો શ્વાસ. આદ્યના ૧



તે દિન નહિ સંકલ્પ રે સૃષ્ટિ વ્યષ્ટી કૃત્યનો રે,
નહિ શક્તિ જગ ઉપજણનું મૂળ;
પ્રકૃતિ પુરૂષ લીંગરે નાદ બુંદ નવ હુતાં રે,
નહિ વિષયાનંદ આ ભવ ભૂલ. આદ્યના ૨

ગુણને ગુણની માયારે પંચભૂત તન નહિ રે,
નહિ શશીસૂર વરૂણ ને ઈંદ્ર;
લક્ષ ચોરાસીરે ચાર ખાણ નહિ હુતાંરે,
નહિ યમ પિતૃ ગ્રાંધ્રવ કીન્દ્ર. આદ્યના ૩

સકલતને સાક્ષીરે જીવ આત્મા નહિ રે,
નહિ ઋતુ શીતઉષ્ણની ઉપાધ;
ક્ષુધા પિપાસારે હરખ સોક કોશ નહિરે,
નહિ સંકલ્પ વિકલ્પ મનશા સાધ. આદ્યના ૪

સૂન્યમાં વિરાજેરે આપે સક્ત પતિ રે,
તે સમાનાં દરશન કોઈ નવ પાય;
સર્વજ્ઞ સંકલ્પેરે જડ ચૈતન્ય થયાંરે,
સંકલ્પ સમતાં સંકલ્પીમાં સમાય. આદ્યના ૫

પરમહંસ વિરલારે પરમપતિને લહે રે,
વિશેષી તે વ્યાપક બ્રહ્મને ચહાય;
નિરંજન જ્યોતિમાંરે આપવૃત્તિ અર્પતારે,
કોઈ સગુણ ઈષ્ટ માની અટકાય. આદ્યના ૬

એમ જ્યાંહી ત્યાંહીરે જતમત વશ થયારે;
નવ લહ્યા આપ પતિ કરૂણેશ;
સકલ વિધી જાણરે શ્રીમત કુવેર ગરૂરે,
**બાલકૃષ્ણ** ધન્ય એ ગુરૂ ઉપદેશ. આદ્યના ૭



## પદ ૨

તું તારૂ તપાસીરે, માન જીવ માહ્યરૂં રે,
શીદ ભરૂ જુઠ્ઠાં સંગે બાથ;
ફરી ફરીને રે પડુ ભવ ફંદમાં રે;
અંતે નથી રહેવાનું તુજ હાથ. તું તારૂં ૧

દ્રષ્યાદ્રષ્ય ઉત્પન્ન વિત્તરે, તેતો નથી આપણું,
અજ્ઞાને તો સત્ય માન્યું છે સમસ્ત;
કૃષ્ણપક્ષ રાતે રે ઊડઘણ દેખશો રે,
રવિ ઉગ્યે થાય સકલનો અસ્ત. તું તારૂં ૨

ભવસાગરની મોજો રે, આતસ બાજી ખેલતારે,
ખેલ ખેલી ખોયો મનુષ્યા રે રત્ન;
અન્ય દેહ સરખો રે, આ ચિંતામણી વાપર્યો રે,
કરી રહ્યો સામાન્ય કર્મનો યત્ન. તું તારૂં. ૩

ભૂગોળ ખગોળની રે વાતો બહુ વર્ણવો રે,
જાણી દેવ દાનવ માનવની ખ્યાત;
વિવેકી વિચિક્ષણ રે, કવી તુલ્ય કહાવીયો રે,
પણ નવ પઈ અનુભવની વાત. તું તારૂં ૪

પ્રણવ વળ પ્રસર્યો રે, શક્તિ જ્યોતિ ગુણમાં રે,
ત્યાં લગી છે સર્વે પદાર્થો નાશ;
એ નહિ દ્રષ્ટા તારાં રે, તુજ થકી એહ છે રે,
તું તો સદા આત્મ અંશ અવિનાશ. તું તારૂં ૫



અખંડાત્મ વસ્તુ રે, અખંડ હરિ આશરો રે,
અખંડ સુરતા નુરતાનો મળ્યો લાગ;
એવી યુક્તિ મુક્તિ રે, મુકીને શું મહાલતા રે,
આપા પર હું પદનો લઈ ભાગ. તું તારૂં ૬

હું પણું તુંહીમાં રે, ગાળો ગુરૂ ગમથી રે,
મારૂં તારૂં શું તે ત્યાં નિર્માય;
નિશ્ચે થયા પુઠેરે નિશ્ચલ થઈ રહો રે;
**બાલકૃષ્ણ** ત્યારે મહાપદમાં સમાય. તું તારૂં ૭

## પદ ૩

શ્રીગુરુ સમર્થ આવી રે, વેળા મારી વાળજો રે.
મારે ઘણા આવ્યા સંકટ કેરા દિન;
પૂર્વનું સંભાળુ રે, સુખમાં તો નહિ મણારે,
જ્યારે હતો હરિપદમાં અભિન્ન.... શ્રીગુરૂ સમર્થ ૧

અલ્પ સુખના ઈશકે રે, વસમી થઈ વેદના રે,
જામી ગયો જડ ચૈતન્યનો જ્યોગ;
ભોગને માણી ભટક્યો રે, અટક્યો કાળ જાળમાં રે,
તેમાં તપે ત્રિવિધી અગ્નિના ઓઘ. શ્રીગુરૂ સમર્થ ૨

એ અગ્નિ બુઝાવારે, કર્મ કરૂ કારમાં રે,
વળી તિર્થ વ્રત સહિત આકીન;
યજ્ઞાદિક જે કરતા રે, તેને પૂછયુ પ્રેમથી રે,
તે પણ કહે છે આત્મ ગતિ તો ભિન્ન. શ્રીગુરૂ સમર્થ ૩





સૂર્યમુખી થઈને રે, ત્રિયેકાળ સાધતો રે,
અર્ઘો અર્પી કરતો સ્તવન બહુવાર;
પ્રત્યેક દિને પુનઃ રે, એ નીતિ પાળતો રે,
તો પણ રહ્યું આત્મ ગતિયે અંધાર. શ્રીગુરૂ સમર્થ ૪

શબ્દ જાળે પાશ્યો રે મુખે જપી જાપને રે,
ગાતો ગદ્ય પદ્યને સંસ્કૃત શ્લોક;
શબ્દાતિત નહિ સન્મુખરે, ભ્રમ્યો ભક્તિ પરોક્ષથીરે
સુરતાને બહુ થાએ વિયોગે શોક. શ્રીગુરૂ સમર્થ ૫

સ્થુલની પ્રતિમા પુજી રે, જડ દરશી થયો રે,
તેણે ગયો આત્મ અહંગ ખુદ ભાવ;
ઉપજણને ઉપાસીરે, જીવ દશામાં ઠર્યો રે,
આપ ભૂલી સ્થુલ યોનિયે રહ્યો દાવ. શ્રીગુરૂ સમર્થ ૬

અધમ યોનિ દ્વારે રે, સંકટ ઘણુ પામીયો રે,
તે સાંભળતાં થરથર ધ્રુજે છે મન;
અંધાધુંધી આંટી રે, મારે હજુએમ છેરે,
આ ભક્તિયે નથી મટ્યા દુઃખી દિન. શ્રીગુરૂ સમર્થ ૭

ત્રિગુણ કામાદીકે રે દીન દુર્બળ કર્યા રે,
રહી વૃત્તિ જગ ઉપજણ યજનાર;
જગ જીવન નહિ જોયા રે, ચૈતન્ય વૃત્તિ ચિનવી રે,
હજુમારો સામાન્ય સમ વહેવાર. શ્રીગુરૂ સમર્થ ૮

ચામ દૃષ્ટિ ગોચરરે ભક્તિ એતો દંભની રે,
કાગળ નાવે કેમ તરૂ સિંધુ મહાદ,
જે તરવું તે ભરવું રે રૂચે નહિ મુજને રે,
ગુરૂ શાખ્યે જાણ્યું હજુદુઃખ મહાદ્. શ્રીગુરૂ સમર્થ ૯





પરમ સુખ ભૂમિનારે ભોમિયા શ્રી આપછો રે,
તેનો કથો ન્યાય સહિત શુદ્ધ મર્મ;
દિવ્ય દ્રષ્ટિ કરવાવો રે આત્મ નિરૂપનીરે,
પરમાત્મ સંગે સધાવો સુધર્મ. શ્રીગુરૂ સમર્થ ૧૦

ઘટ સૂન્યથી મહા શૂન્યે રે કોણ ગતિયે વસુરે,
પરમાત્મામાં આત્મ ભળુ કેઈ પેર;
તત્ત્વ પંચનું તાડણરે કોણ કળથી કરૂ રે,
સમર્થ મુજને સુગમ બતાવો સેર. શ્રીગુરૂ સમર્થ ૧૧

ભવભ્રાંત્તિની વેળારે ટાળો મારી આ સમે રે,
વાળો વેળા કરૂણાસિંધુ કુવેર;
સમર્થ શરણો આપોરે સર્વાધીશ શ્યામનોરે,
**બાલકૃષ્ણ** ફરી ન ફરૂં ભવ ફેર. શ્રીગુરૂ સમર્થ ૧૨

## પદ ૪

પાપી તુંતો પ્રાણી રે હરિ કેમ વિસર્યો રે,
આવેલો આ અવસર અમૂલ્ય જાય;
મનુષ્ય દેહે આવ્યો રે તેમાં તે શું સાધીયું રે,
ચેતી લેને ચેતવા જેવી આ કાય. પાપી તું તો. ૧

જેણે રિદ્ધિ સિદ્ધિ આપીરે વિવિધ પ્રકારની રે,
એવા સુખદાયક લાયક શ્યામ;
ખાઈ કરી ખરાબીરે ગુણ દ્રોહી તેમનો રે,
કેમ થયો કૃતઘ્નિ લુણ હરામ. પાપી તું તો. ૨





આદ્ય મધ્ય ને અંતનું રે છેટું ક્યારે ભાગશો રે,
પ્રમાદીથી પ્રભુ વસે ઘણા દૂર;
અંતરના પ્રદેશેરે અંધકાર થઈ ગયો રે,
અસ્ત પામ્યો આત્મ અનુભવ સૂર. પાપી તું તો. ૩

અજ્ઞાને ઘેરાઈ રે સુતો ભર નિંદમાં રે,
મોહ માયાનું ઘારણ પડ્યું ઘનઘોર;
સંકટ કેરૂ સ્વપ્ન ભોગવતો શું ભોગથી રે,
ક્યાં લગી તું ઊંઘીશ દૈવના ચોર. પાપી તું તો. ૪

ષડરિપુ સંગાથેરે ચોરી કરે ચિત્તની રે,
ષટ સંપત્તિ ગઈ છે અસુરને હાથ;
અનુભવ કેરી આંખેરે જાગી જોને આ સમે રે,
નહિ તો તારો બગડશે બહુ કાથ. પાપી તું તો. ૫

સદ્‌ગુરૂને શબ્દે રે સ્વપ્નને સમેટજો રે,
કરૂણાનિધિ કરે જાગૃત ગ્રહી બાંહ્ય;
સચેતનનો સમયરે આધુનિક આવીયોરે,
સહેજે મલ્યા સાક્ષાત્‌કાર ગુરૂ સાંઈ. પાપી તું તો. ૬

આત્મ રૂપ પોતેરે બનો ગુરૂ બોધથી રે,
તત્ત્વો ત્યાગી સાધો સેહેજ સમાધ;
આપનું આપ હરિમાંરે **બાલકૃષ્ણ** અર્પશોરે,
ત્યારે ટળે જન્મ મરણની ઉપાધ. પાપી તું તો. ૭







## પદ ૫

હરિજન સંતો આવોરે અવસર સાચવોરે,
અમારે તો જવુંરે અમારે દેશ;
ઉર્ધ્વ માર્ગ ઝાલ્યોરે ઉઠી વૃત્તિ આ સમે રે,
ત્યજી કાયા કામની ચાલ્યા વિદેશ. હરિજન સંતો ૧

વાળો વૃત્તિ મારીરે નવ પડુ ફંદમાં રે,
આરે આવ્યું રખે ડુબતું રે નાવ;
અગ્રસમ આ શ્રેણીરે રખાવોને આ સમે રે,
હરિજનો સંત તમારો એ દાવ. હરિજન સંતો ૨

અમને ઘણાં રોકીરે બેઠાં નિજ શેરીયે રે,
મન ગુણ ઈંદ્રિયો પકડે રે હાથ;
કાયા નારી કહે છે રે જાઓ છો ક્યાં પીડાઉં રે,
મુકી અમો અબળાને ઓ નાથ. હરિજન સંતો ૩

અઝોળ અમે અહીંયાં રે નવ ઘટે આપને રે,
કોણ તણી ભાળવણી દયો રાજ;
પૂર્વના સંબંધે રે હતાં તમ આશરે રે,
અમે તમે મોજ માણી મહારાજ. હરિજન સંતો ૪

સુખના દિન સંભાળોરે નગણા શું આવડારે,
કોણે તમને ભોળવીયા ભરથાર.
કલોહર જોઈ કંથારે બોલે નહિ મુખથી રે,
ત્યારે સર્વ બંધ કર્યા નવે દ્વાર. હરિજન સંતો ૫





વિનય કરવા લાગીરે વિનતા તો જોરથી રે,
બોલો બોલો બોલે રે સુંદીર શામ;
આવી હઠ નહિ દેખીરે કરતાં કોઈ દિનમાંરે,
શું કર્યું આ ભુંડા ભવિષ્યનું કામ. હરિજન સંતો ૬

કોઈ દિન કડવાં વેણરે કહ્યાં નથી કંથજીરે,
કેમ તમે લીધા અબોલા રે નાથ;
ભુલ હોય તો ભાંગોરે ક્ષમા કરો રોષનેરે,
કામીની તો કરે છે આંસુપાત. હરિજન સંતો ૭

કોને કહી સમજાવું રે નથી કાંઈ એકલાં રે,
ખટ ચક્રે તાર બાંધ્યા દશ પ્રાણ;
વ્યાકુળ વેગે ચાલે રે નવે નાડી જોરમાં રે,
કહે છે તમો વિના અમે તો અજાણ. હરિજન સંતો ૮

હરિના હજુરથી રે હુકમ છુટિયા રે,
કેમ તેનો લોપ કરૂં અમો આજ;
સંસ્કારે સૌ હતાંરે આપણ એકઠાં રે,
હવે અમો કરીશું તમને ત્યાજ્ય. હરિજન સંતો ૯

અલ્પમતિ હતીરે ત્યાં લગી એકઠાં રે,
હવે થયાં સંત ગતિ અનુસાર;
અનુકર્મી આઘેરે અમો તમથી પરા રે,
માની લેજો હવે છેલ્લા ઝવાર. હરિજન સંતો ૧૦

મારે ઉગ્યાં સુકૃત્યરે અનંત જન્મનાં રે,
ત્યારે થયો હરિને મલવા સંકલ્પ;
સંકલ્પ સિધાવોરે સંત ગુરૂજી તમો રે,
વાળો મિથ્યા આ સૌ વળગ્યાં અલ્પ. હરિજન સંતો ૧૧





હરિજન સંતો આવોરે કઠીન વેળા ગણી રે,
કથો જ્ઞાન અનુભવીયો વૈરાગ;
સલંગ એકા સૂત્રેરે વૃત્તિ મારી રાખશો રે,
કરાવજો અભાવ ઈતર સોહાગ. હરિજન સંતો ૧૨

વિવેકે વછોડોરે રખે કોને દુભતારે,
સૌને કરો શાન્ત થવા ઉપદેશ;
સર્વની આશિષથીરે મહાપદમાં મલુરે,
એમ કહી નમાવ્યું શિર નરેશ. હરિજન સંતો ૧૩

સર્વે શમ શમીયાંરે સુણી વેણ શ્યામનાં રે,
જોઈ સંત ભક્ત તણોરે વિચાર;
ઉર્ધ્વ દૃષ્ટિ કરીનેરે જોતાં નિજ નાથને રે,
નવ રહ્યા વાળ્યા ખાળ્યા તેવાર. હરિજન સંતો ૧૪

વિયોગ વહનિ પ્રગટ્યોરે તાલાવેલી તનમાંરે,
ભોળાંને શું ભોળવી ગયા ભરથાર;
મૂર્છાગત થઈ કહે છે રે હવે કોણ આશરો રે,
ભૂમિ તુંતો દેને માગ લગાર. હરિજન સંતો ૧૫

જાતાં જાતાં કહેતારે આવો તો સૌ આવજો રે,
ત્યાં છે ઘણા સુખ તણારે ભંડાર;
સુધો શેર હમારોરે પુછશો નહિ કોઈને રે,
બાંધી લેજો સુરત નુરત એકતાર. હરિજન સંતો ૧૬

ચાલ્યા ગગનના ગામી રે અનહદ્યો ગરગડી રે,
ઉર્ધ્વ દેશે થયો રે જય જયકાર;
દેવો સર્વ દેખી રે બેઉ કર જોડતા રે;
પરમ અંશને કરે નમસ્કાર. હરિજન સંતો ૧૭



કાળ સરખા કંપે રે જોઈ હરિ અંશને રે,
કરે ઘણું પ્રેમ સહિત સન્માન;
કરૂણાસાગર ગુરુએરે ધન્યવાદ આપીયો રે,
શું રે કહીયે હરિજન સંતોનું માન. હરિજન સંતો ૧૮

હરિપદના સોહાગી રે હરિજન સંત છે રે,
જેની આરત ચાલે આદેશ ઊર્ધ્વ દેશ;
**બાલકૃષ્ણ** તે ગતિયે રે જાવા સત્વર થયો રે,
સેવી ગુરુ શ્રીમત્ કુવેર કરૂણેશ. હરિજન સંતો ૧૯

# રાસ પદ

## પદ ૧

(રાગ - રાસ)

જુઓ જુઓ રે જાણ સુજાણ, નિજ રૂપને નિરખો;
લઈ આત્માનુભવ પ્રમાણ, પરમાત્મા પરખો. ...ટેક

રૂપ રંગ રેખા નહિ જેને, નહિ પ્રણવ અંક સાર રે;
તત્ત્વ ગુણમાં તે નહિ કહીયે, અવિગત અવયં મોરાર.
નિજરૂપને ૧

મન વાણી ને ઈંદ્રિ ઈશકમાં, નહિ ત્રિવિધી તાપ રે,
પ્રકૃતિ પુરૂષનું લિંગ નહી રે, જેનું ચૈતન્ય પ્રકાશે બ્રહ્મ વ્યાપ.
નિજરૂપને ૨

અદ્વૈત બ્રહ્મતે આપે અકર્તા, સકલ સંતોનું સિદ્ધાન્ત રે,
જડ ચૈતન્ય જુગલ વિધિ જોતાં, કર્તા બ્રહ્મ પરંત.
નિજરૂપને ૩



એ કર્તાયે સર્વ પ્રકાશ્યું, જડ તનુ દ્રષ્ટા અંશ રે;
અંશ પ્રકાશ ચૈતન્ય ઘટઘટમાં, અકળ અનુપમ વંશ.
નિજરૂપને ૪

કાયા રે કુંજ ગલીમાં બિરાજે, અંશ કનૈયો લાલ રે;
સુરતાની આદ્યે સહુ સખીયો શું કરે નિત્ય નવલા ખ્યાલ.
નિજરૂપને ૫

ત્રિવેણી ઘાટે તાન મચાવ્યો, સખીયો સંગે સોહાગ રે;
તદાકાર તદરૂપમાં શમાઈ, અખંડ વૃત્તિ અનુરાગ.
નિજરૂપને ૬

પરમ પ્રકાશિક સકૃત સ્વામિ, અખિલ અંશોના ઈષ્ટ રે,
અંશ રૂપે થઈ અંશી પરખો, કહે **બાલકૃષ્ણ** પરમીષ્ટ.
નિજરૂપને ૭

## પદ ૨

(રાગ - ફેર)

સખી મનમાં થયો રે વૈરાગ, વનમાં હુંરે ગઈ,
વનમાં હું ગઈ રે વનમાં હું ગઈ રે;
થયું તનનું સુખ દુઃખ ત્યાગ, ચૈતન્ય ચીદ થઈ,
ચૈતન્ય ચીદ થઈ રે ચૈતન્ય ચિદ થઈ. સખી મનમાં ૧

મારી પુંઠે પળી સૌ નાર જુથે જુથ મળી. જુથે જુથ
સખી આભ્રણ દીયાં રે ઉતાર પ્રભુ ગયા વસ્ત્ર હરિ.
ગયા વસ્ત્ર. સખી ૨





ચાલી આવ્યાં ત્રિવેણી તિર દ્રષ્ટિ કદમે પડી.
દ્રષ્ટિ કદમે પડી રે.
ત્યાં તો દીઠા શ્યામ શરીર જોતાં નરણે ઠરી.
જોતાં નરણે. સખી ૩

બોલી સખીયો વિનય વચન પ્રભુ બાંહ્ય ગ્રહો, પ્રભુ બાંહ્ય.
ત્યારે હરિ થયા રે પ્રસન્ન સખીયો અખંડ રહો.
સખીયો અખંડ. સખી ૪

ત્યાંતો અખંડ રમાયો રાસ લીલા સરસ બની, લીલા સરસ.
**બાલકૃષ્ણ** જાણે ગુરૂદાસ પરમાનંદ તણી. પરમાનંદ સખી ૫

## પદ ૩

(રાસ - ગરબી)

રૂડી મોરલી વાગી મધુ વનમાં રે, ચાલો સખીયો રે જઈયે;
એનો ગંભીર ઘોર ગગનમાં રે, ચોલો સખીયો રે જઈયે. ૧

વ્હાય વશીક્રણ શબ્દો ઉચરી રે, ચાલો સખીયો રે;
ભેદે વિરહ વિનતાની પાંસળી રે, ચાલો સખીયો રે. ૨

ત્યજી ગ્રહ કુટુંબ પરિવારને રે, ચાલો સખીયો રે;
મૂકો માન મર્યાદા સંસારને રે, ચાલો સખીયો રે. ૩

ચાલો ચતુરાઓ ચૈતન્ય ચિહ્નમાં રે, ચાલો સખીયો રે;
રહેવા આત્મ હરિથી અભિન્નમાં રે, ચાલો સખીયો રે. ૪

જામી મહાઝમ રાત આનંદની રે, ચાલો સખીયો રે;
ખીલ્યો પ્રેમપૂર્ણ કળા ચંદની રે, ચાલો સખીયો રે. ૫





અતી આરત વંતની સુંદરી રે, ચાલો સખીયો રે;
ધારો અંતરે વરવા શ્રીહરિ રે, ચાલો સખીયો રે. ૬

હરિ ઉભા એકાંતે ઉલ્લાસમાં રે, ચાલો સખીયો રે;
મોહી માનુની રમવા રાસમાં રે, ચાલો સખીયો રે. ૭

આવી રમણ ભૂમિમાં વિનતા રે, ચાલો સખીયો રે;
પ્રભુ પ્રસન્ન જોઈ આધિનતા રે, ચાલો સખીયો રે. ૮

સખી સન્મુખ ઉભી તે સમે રે, ચાલો સખીયો રે;
ફરી ઉલટ સુલટ રાસે રમે રે, ચાલો સખીયો રે. ૯

નાચે પ્રાણજીવન સખી વૃંદશું રે, ચાલો સખીયો રે;
ગોપી ગાએ વ્હાયે વંસી છંદશું રે, ચાલો સખીયો રે. ૧૦

રૂડા અખંડ ખેલમાં ખેલતાં રે, ચાલો સખીયો રે;
ઝરે અમૃત રસ રંગ રેલતાં રે, ચાલો સખીયો રે. ૧૧

**બાલકૃષ્ણ** સખીયો સૌ ત્યાં ઠરી રે, ચાલો સખીયો રે;
સદોદિત સોહાગણ થઈ વરી રે, ચાલો સખીયો રે. ૧૨

## પદ - ૪

(રાગ - રાસફેર)

કાંહાંને બજાવી બંસલીરે, વાગે નવી ન કળાય;
કાંઈક કામણ છે કારમુંરે, કેવો સ્વર સંભળાય રે...ટેક.

અર્ધ નિશા ગઈ આશરેરે, રહ્યાં અજ્ઞાને સોઈ;
જાગતાં હતાંયે જાણીયુંરે, તેમાં મન રહ્યા મોહીરે.
કાંહાંને. ૧



ઉંચા સ્વરે ધૂન હો રહીરે, વેદ સૂક્ષ્મ સુધાર;
નીચા સ્વરે અધો અર્ધથીરે, વેદ વદે છે ચારરે.
કાંહાંને. ૨

એવા નથી આ લોકમાંરે, નથી સ્વર્ગે સમાન;
પાતાળના પંનગીયા રે, રહ્યા નાદના મોહ્યાનરે.
કાંહાંને. ૩

બ્રહ્મનાદ ભર્યો ૐકારનોરે, ચતુરાનને વ્યાપ;
નાદની માંહે સર્વે સમ્યાંરે, સુણી શબ્દ અમાપરે.
કાંહાંને. ૪

સીંધુડો નાદ બ્રહ્માંડમાંરે, ચાલી રહ્યોરે સદાય;
નાદે મોહ્યા બ્રહ્મલોકનારે, મોહ્યું સ્વર્ગ તદાય રે.
કાંહાંને. ૫

વિધી વદન ઉચરી રહી રે, વેદ થયા શૂન્ય મૌન;
નાદ પરંત અટકી રહ્યારે, નેતિ કહી ઉનમુન રે.
કાંહાંને. ૬

ચંદા સૂરજ સ્થંભી રહ્યા રે, રહ્યા જેમ છે તેમ;
પવન ગતિ ચાલે નહિ રે, મોહ્યા નાદે શમદમરે.
કાંહાંને. ૭

વૃંદા તે વન મોહી રહ્યું રે, ખીલી ભાર અઢાર;
ત્રિવેણી પ્રવાહ તુટ્યારે, લઈ સાગર સુમાર રે.
કાંહાંને. ૮

નાદ સોહામણો સાંભળી રે, મોહી રહી વૃજનાર;
નાદ ઉપર નુરતે ચઢી રે, જોયા અધર સુધાર રે.
કાંહાંને. ૯

અચેત હતાં તે અટકી રહ્યાં રે, બ્રહ્મનાદ વ્યાપ માંહાંય;
સચેત ગઈ સન્મૂખમાંરે, વહી રહ્યા બંસી જ્યાંયરે.
કાંહાંને. ૧૦

બુંદની શુદ્ધિ સમી નાદમાંરે, થયો વિષયનો ભંગ;
ભંગ થયેલી લીંગ વાસના રે, પામી પુરુષ નિહંગ રે.
કાંહાંને. ૧૧

બ્રહ્મ માયા નાદ બુંદમાં રે, શમીયાં સર્વ કોય;
બ્રહ્મ પરંતની ખોજથી રે, ગતિવંત સંત હોય રે.
કાંહાંને. ૧૨

ધન્ય લીલા આ વૃજની રે, ધન્ય સખીયોનો સોહાગ;
એકાદશ વરસ દિન બાવન રે, કર્યો લીલાનો ભાગ રે.
કાંહાંને. ૧૩

પોતે અક્ષર રૂપમાં હતી રે, કર્યો ઉત્તમ વિચાર;
અક્ષરાતિત્ નીજ નાથ છે રે, કરી લેઉ ભરથાર રે.
કાંહાંને. ૧૪

પ્રતિબિંબિત પરમાત્મા રે, રહ્યો ઘટો ઘટે સ્થાપ;
અંશ સ્વરૂપી બિંબનું, રહ્યું ચૈતન્ય વ્યાપ રે.
કાંહાંને. ૧૫

અરસપરસ કરી ઐક્યતા રે, રચે સકલ વિલાસ;
પિંડ બ્રહ્માંડને ભાગતાં રે, અંશ અંશી એક તાસ રે.
કાંહાંને. ૧૬

વૃત્તિયો સકલ અંશને મળી રે, અંશ હરિમાં હજુર;
એ અખંડ લીલાને આદરી રે,
સખીયો થઈ છે મહા સૂર રે. કાંહાંને. ૧૭

લગ્ન મગ્ન લોલીનતા રે, કરી દેવે ગુરૂ કોય;
શબ્દ જાળમાં સૌ સંપતા રે, અહંબ્રહ્મ વાદ જોય રે.
કાંહાંને. ૧૮

શ્વાસાને વૃત્તિયો શમાવતાં રે, શિવ બ્રહ્મ ગણાય;
ચાલે ત્યારે જીવ જાણતારે, એતો અંશની કિરણાય.
કાંહાંને. ૧૯

અંશને કૈવલ પતિ ઓર છે રે, ગતિ જાણે ગુરૂ પરમ;
જીવ શિવમાં સર્વે શમતા રે, જામી સનાતન મર્મ રે.
કાંહાંને. ૨૦

અંશને નાદ પ્રણવ વૃત્તિયો રે, મલ્યાં સતંત તાર;
એકાગ્રતા કરી ઓળખો રે, કૈવલ કિરતાર રે.
કાંહાંને. ૨૧

તત્વવેત્તા ગુરૂ જ્ઞાનથી રે, જેવું છે તેમ જણાય;
શ્રીમત્ કુવેરની સાનમાં રે, હરિ સહેજે નિર્ણાય રે.
કાંહાંને. ૨૨

કરૂણાસાગરની બંસલી રે, વાગી નૌતમ છંદ;
જેણે સુણીને અનુભવી રે, તેના ટળ્યા ભવ ફંદ રે.
કાંહાંને. ૨૩

અનુભવ દારા સુક્ષ્મ વેદની રે, વહી વાંસળી સનંદ;
**બાલકૃષ્ણ** આ ગુહ્ય વેણને રે, શું લહુ મતિ મંદ.
કાંહાંને. ૨૪



## પદ ૫

(રાગ - બંસલીનો)

આજે ગુરુના ગુણ ગાઈએ રે, શુદ્ધ સમજાવ્યો શેર;
ધન્ય પૂર્વ સંસ્કારને રે, મલ્યા શ્રીમત્ કુવેર રે,
આજે ગુરૂના ગુણ ગાઈએ રે - ટેક.

સુગમ સાન લખાવતા રે, વેદ શાસ્ત્રનો સાર;
જ્ઞાન ધ્યાન ને વૈરાગની રે, ભરી ગતિ ભંડાર રે. આજે. ૧

કૈવલપતિ કરૂણેશ છે રે, સર્વે જીવોના ઈષ્ટ;
અકળ લીલા ઉપજાવવા રે, રચી રિદ્ધિ ઉત્કૃષ્ટ રે. આજે. ૨

ૐકાર જ્યોતિ ચિદ્ શક્તિયે રે, બ્રહ્મા વિષ્ણુ માહેશ;
ત્રિયગુણ તેમાં સ્ફુરીયા રે, સંગ માયા આવેશ રે. આજે. ૩

રજોગુણી બ્રહ્મા થકી રે, ઉપજે બહુ ઘાટ;
ઉપજેલું અર્થાવવા રે, વેદ વાણી તે માટ રે. આજે. ૪

સકલ વિધી સુજાણ છે રે, ભોગ યોગ સિદ્ધિ અષ્ટ;
ચૌદે વિદ્યાનાં મૂળ વેદમાં રે, યંત્ર તંત્રની સ્પષ્ટ રે. આજે. ૫

જીવ માયાને બ્રહ્મનું રે, સર્વ વેદથી જણાય;
માટે અગમ્ય વિલોકીયું રે, વેદ વિપ્રે ભણાય રે. આજે. ૬

વેદનું વિત્ત બ્રહ્મ જાણતાં રે, નહી વરણનો નેક;
આત્મ વરણ અદ્વૈતનો રે, રખે જાણશે વિવેક રે. આજે. ૭

તેથી વેદનો ભેદ જાણવા રે, રાખ્યો સ્વતંત્ર લાગ;
વિપ્ર કહે અન્ય વરણનો રે, નહિ વેદ વિષે ભાગ રે. આજે. ૮





ગીરા વાણીના કપાટમાં રે, મુકી જાણ્ય રૂપી વસ્ત;
સંસ્કૃત તાળુ ભીડતાં રે, પડ્યું પડદે સમસ્ત રે. આજે. ૯

આચાર્યોએ અટકાવીયું રે, આપી આવરણ પ્રમાણ;
અમૂલ્ય નંગ ઓથે પડ્યું રે, તેના સર્વે અજાણ રે. આજે. ૧૦

જગત રહ્યું ઝખ મારતું રે, અંધાધુંધ અનાધ;
આત્મ વરણ ગઈ આથમી રે, પડ્યા પાશે પરસ્વાધ રે. આજે. ૧૧

જાણે નહિ કોઈ જુક્તિ રે, ઘણો સ્વારથ છે ઘોર,
જગતગુરૂ થઈ જામીયા રે, જીવ કર્યા દોરા દોર રે. આજે. ૧૨

વાણી વિષે વાકેફ થઈ રે, આણી અહંતા આડ્ય;
દગાનો દોષ આવી મલ્યો રે, બન્યા વિપ્ર જડ પહાડ રે. આજે. ૧૩

પોતાને ઓથે રાખીયા રે, કથી વરણ વિવેક;
બુઝયા વિના સુઝના પડી રે, ગુહ્ય જ્ઞાન કેરો લેખ રે. આજે. ૧૪

વાણી વિષે વળગી રહ્યા રે, ઝાલી વરણનો ટેક;
શ્રોતા જેવા વેત્તા થયા રે, ઝાઝે દિને બે એક રે. આજે. ૧૫

અદ્વૈત જ્ઞાન અસ્ત પામીયું રે, રહ્યું વરણનું ભાન;
અભિમાનથી ઉચ વરણના રે, ભુલ્યા નિજ બ્રહ્મજ્ઞાન રે. આજે. ૧૬

હેરાન હકીગત સર્વની રે, જોઈ શ્રીમત્ કુવેર;
અણ સમજુઅથડાય છે રે, ગઈ આત્મગમ ઘેર રે. આજે. ૧૭

શીદ ભટકો છો ભ્રાંતિયે રે, છો અવરણ આત્મ;
વેદ વંદ્ય વિશેષ શું રે, ગ્રહો વેદ તણું મહાત્મ રે. આજે. ૧૮

અનુકુળ આવ્યું એ સર્વને રે, જોઈ સુગમ શેર;
સંસ્કૃત કે પ્રાકૃતથી રે, નહિ વસ્તુમાં ફેર. આજે. ૧૯



વાણી પાણી વહે છે બહુ રે, પીએ તો મટે પ્યાસ;
વાણીનું કારણ એજ છે રે, થાય સમજે સમાસ રે. આજે. ૨૦

કરૂણાસિંધુએ તાળુ તોડ્યું રે, કુંચી પ્રાકૃત લઈ હાથ;
વેદની રિદ્ધિ સૌ પામીયા રે, ભરી સિદ્ધાન્તે બાથ રે. આજે. ૨૧

કળ કુંચી ગુરૂ દેવની રે, જેમાં અનુભવ જાણ્ય;
તાળુ તોડ્યું ત્રિયે કાળનું રે, દઈ પ્રગટ પ્રમાણ. આજે ૨૨

સમદ્રષ્ટિ થઈ સર્વની રે, જેવું છે તેમ દર્શાય;
આવરણ રહિત પરમાત્મા રે, બાલકૃષ્ણ સદાય રે. આજે ૨૩

## ધોળ પદ

### પદ ૧

(રાગ - તારે માથે કોપી રહ્યો છે કાળ રે...)

આ તો સ્વપ્ના જેવો છે સંસાર રે, ફોગટ શું ફુલ્યો
ઉઠ અજ્ઞાન ઊંઘથી ગુમાર રે. ફોગટ " ૧

તું તો સંસાર સુખનો ગુંગો રે, ફોગટ "
રહ્યો હરિ ભજન વિના મુંગો રે, ફોગટ " ૨

કરો અનિત્ય નિત્યનો વિવેક રે, ફોગટ "
અન્ય તારૂં નહિ છે હરિ એક રે. ફોગટ " ૩

માટે ભજી લેને ભગવાન રે, ફોગટ "
તેની સંત બતાવશે શાન રે. ફોગટ " ૪

કરો પંચીકરણ ભાગ ત્યાગ રે, ફોગટ "
ત્યારે જડશે સ્વરૂપનો ભાગ રે. ફોગટ " ૫

જ્યારે થાય યથાર્થ જાણ્ય રે, ફોગટ ''
ત્યારે પામશો પદ નિર્વાણ રે. ફોગટ '' ૬

નિર્વાણી ગુરુ વિના લક્ષ રે, ફોગટ ''
શીદ કરી રહ્યો પક્ષાપક્ષ રે, ફોગટ '' ૭

તારી ચુતરાઈ પડી છે ચુલ રે, ફોગટ ''
તારા નામનું વળ્યું વર્તુલ રે. ફોગટ '' ૮

જો ચેતું તો ચેતીશ વેલો રે, ફોગટ ''
સાચા પરમગુરુનો થા ચેલો રે. ફોગટ '' ૯

ગુરુપરમ કૈવલના દાતા રે, ફોગટ ''
છે શ્રીમત્ કુવેર વિક્ષાતા રે. ફોગટ '' ૧૦

ગુરૂ જ્ઞાનના ધ્યાનમાં સમાય રે, ફોગટ ''
કહે **બાલકૃષ્ણ** તો સુખ થાય રે. ફોગટ '' ૧૧

## પદ ૨

તારે માથે છે મોટી ફાળ રે, જીવપણું નહિ જોયું;
તારે હૃદયે હંમેશ રહે કાળ રે, જીવપણું નહિ જોયું. ૧

તું તો સચ્ચિદાનંદ સ્વરૂપ રે, જીવપણું....
તું તો પ્રતિબિંબ પડ્યો તન કુપરે, જીવપણું. ૨

તું તો હરિનો અંશ છું હજુર રે, જીવપણું;
તેં તો કર્યાં મુક્તાફળ દૂર રે, જીવપણું. ૩

તું તો કેસરી સિંહનો છું બાળ રે, જીવપણું;
અજા રૂપે થયો ક્યાં કંગાલ રે, જીવપણું. ૪

તું તો કાળ તણો છું કાળ રે, જીવપણું;
તેં તો સાચી માની ભવ જાળ રે, જીવપણું. ૫

તેં તો આપ ભુલીને અન્ય ગાયો રે, જીવપણું;
તું તો કર્મ કીચમાં લપટાયો રે, જીવપણું. ૬

તું તો સત્સંગથી ફરે ન્યારો રે, જીવપણું;
તારે નથી ઉગરવાનો આરો રે, જીવપણું. ૭

તું તો પર નિંદામાં પુરો રે, જીવપણું;
તું તો સ્વાર્થી કામમાં શુરો રે, જીવપણું. ૮

તું તો અનર્થ કરવા આઘો રે, જીવપણું;
તું તો પરમારથી ભાગ્યો રે, જીવપણું. ૯

તારે હૃદયે નહિ હરિનો વાસ રે, જીવપણું;
તારે માથે છે યમનો ત્રાસ રે, જીવપણું. ૧૦

તને કુબુદ્ધિ કલ્પના ઉઠે રે, જીવપણું;
તારા હુંપદમાં હરિ રૂઠે રે, જીવપણું. ૧૧

તારાં કપટ ભર્યાં સૌ કૃત્ય રે, જીવપણું;
તું તો રાગ રંગ કરતો નૃત્ય રે, જીવપણું. ૧૨

તું તો અશુભ રહેણીનો ભંડાર રે, જીવપણું;
તુજ મળતાં હોય હાહાકાર રે, જીવપણું. ૧૩

ત્યજો **બાલકૃષ્ણ** એનો સંગ રે, જીવપણું;
એના સંગે ભજનમાં ભંગ રે, જીવપણું. ૧૪

## પદ ૩

તારી જીભે ઘણેરૂં છે જોર રે, કેમ હરિ નહિ ભજતો;
જ્યાં બેસું ત્યાં કરે બહુ શોર રે, કેમ હરિ. ૧

તું જાણું હું સૌનો શિરદાર રે, કેમ હરિ
તને રોમે રોમ રહ્યો અહંકાર રે, કેમ હરિ. ૨

તારાં કપટ ભરેલાં છે કામ રે, કેમ હરિ
તને પળનો નહિ વિશ્રામ રે, કેમ હરિ. ૩

તારી વૃત્તિ તે વ્યાકુળ થાય રે, કેમ હરિ
તું તો વિષયાનંદને ચહાય રે, કેમ હરિ. ૪

તને ભજનાનંદ રંગ ક્યાંથી રે, કેમ હરિ
તને હું પદ રહ્યું મૂળમાંથી રે, કેમ હરિ. ૫

તું તો મૂળના ઘરનો અજાણ રે, કેમ હરિ
ત્યાં લગી ભોગવ્ય નર્ક ખાણ રે, કેમ હરિ. ૬

તું તો ત્રિવિધી તાપમાં તપે રે, કેમ હરિ
**બાલકૃષ્ણ** તો હરિ જાપ જપે રે, કેમ હરિ. ૭

## પદ ૪

તું તો સંતને કાળ રૂપ દેખું રે, સત્સંગ નહિ કરતો,
તું તો સ્વાર્થિ સગાંને પેખું રે, સત્સંગ ૧

અંતે સંત વિના નથી સુખ રે, સત્સંગ
તને માયા તે સઘળુ દુઃખ રે, સત્સંગ ૨

તું તો મનુષ્યા રત્ન ગુમાયો રે, સત્સંગ
તું તો કર્મ કથીરે વ્હેવાયો રે, સત્સંગ ૩



એવું જાણીને મૂક્ય અહંમેવ રે, સત્સંગ
સારા સદ્ગુરુ સંતને સેવ્ય રે, સત્સંગ ૪

સંત સુગંધ ચંદન બાવના રે, સત્સંગ
તું ગુંગાને ગંધ નહિ આવના રે, સત્સંગ ૫

સંત આપનું આપ દરશાવે રે, સત્સંગ
વળી પરમાત્મા પરસાવે રે, સત્સંગ ૬

આ સ્વાર્થિ માયા રત ખોટી રે, સત્સંગ
છે **બાલકૃષ્ણ** ગુરૂગમ મોટી રે, સત્સંગ ૭

## પદ ૫

તું તો પરમ કૈવલનો અંશ રે, જીવપણું કેમ આવે;
તું તો સમદર્શી સંતની વંશ રે, જીવપણું ૧

તું તો ગંભીરા સૂન્યમાં બિરાજે રે, જીવપણું
તું જ આગળ અનહદ વાજે રે, જીવપણું ૨

તું તો અધરાસનનો વાશી રે, જીવપણું
તું તો કૈવલ કર્તાનો ઉપાશી રે, જીવપણું ૩

તું તો અહંબ્રહ્મ જીવથી ન્યારો રે, જીવપણું
તું તો પરમાત્માનો પ્રતીયારો રે, જીવપણું ૪

તું તો અજરામર અખંડ રે, જીવપણું
તું જ વિના આ સર્વ પાખંડ રે, જીવપણું ૫

તું તો ક્ષર અક્ષરથી પહેલો રે, જીવપણું
તને નિગમે નેતિ કહેલો રે, જીવપણું ૬



તારૂં ચૈતન્ય સર્વ પ્રકાશ રે, જીવપણું
તું જ થકી આ તનનો વિલાસ રે, જીવપણું ૭

તું તો એકદેશી રહેનાર રે, જીવપણું
તારી ચૈતન્ય વૃત્તિ સૌ ઠાર રે, જીવપણું ૮

તારો રોમે રોમ રહ્યો રરંકાર રે, જીવપણું
તું તો શબ્દાતિત સૌ સાર રે, જીવપણું ૯

તારો સંત જાણે કોઈ પાર રે, જીવપણું
અન્ય કરે અહંબ્રહ્મ ઉચ્ચાર રે, જીવપણું ૧૦

જાણે યથાર્થ તેને ધન્ય રે, જીવપણું
**બાલકૃષ્ણ** તે તો હરિજન રે. જીવપણું ૧૧

# ગરબી પદ

## પદ ૧

(રાગ - ગરબી)

ભજન કર્યાનો ભાવ હોય તો રે,
ભાઈ પ્રેમ નિયમ લાવો રે;
પ્રેમથી નિયમ રહે જોઈતો રે, ભાઈ પ્રેમ ...૧

પ્રેમથી આનંદ પામશો રે, ભાઈ પ્રેમ
ત્રિવિધી તાપ સૌ વામશો રે, ભાઈ પ્રેમ ...૨

પ્રેમથી કામ થાય પાધરાં રે, ભાઈ પ્રેમ
સંત સમાગમ આદરો રે, ભાઈ પ્રેમ ...૩

પ્રેમ કરો પરલોક અર્થનો રે, ભાઈ પ્રેમ
પકડો ને પલ્લો સમર્થનો રે, ભાઈ પ્રેમ ...૪

સમર્થ સદગુરૂ દેવ છે રે, ભાઈ પ્રેમ
જે તરણ તારણ ઉભય છે રે, ભાઈ પ્રેમ ...૫

તે સાનમાં સૌ સમજાવશે રે, ભાઈ પ્રેમ
જીવન મુક્ત કહાવશે રે, ભાઈ પ્રેમ ...૬

સાનમાં માન હર્યું રાયનું રે, ભાઈ પ્રેમ
રહુગુણ ભરથ મહિમાયનું રે, ભાઈ પ્રેમ ...૭

જુઓ જનકની જુક્તિ રે, ભાઈ પ્રેમ
સાનમાં ઋષિ દે મુક્તિ રે, ભાઈ પ્રેમ ...૮

સુખદેવ સમીયા ધ્યાનમાં રે, ભાઈ પ્રેમ
જનક ગુરુની સાનમાં રે, ભાઈ પ્રેમ ...૯

શિવજીયે શાન્તિ કર્યા રે, ભાઈ પ્રેમ
સતીનાં દુઃખ સહેજે હર્યાં રે, ભાઈ પ્રેમ ...૧૦

સાનમાં નારદ સુખીયા થયા રે, ભાઈ પ્રેમ
ઢીંમર ગુરૂને ચરણે ગયા રે, ભાઈ પ્રેમ ...૧૧

સવરીને રામ મલ્યા પ્રેમથી રે, ભાઈ પ્રેમ
સેનાનું કામ કર્યું નેમથી રે, ભાઈ પ્રેમ ...૧૨

કરમાની આધે જે જે થયા રે, ભાઈ પ્રેમ
પ્રેમ નેમથી ભક્તો ભયા રે, ભાઈ પ્રેમ ...૧૩

પ્રેમ નેમથી સર્વ થાય છે રે, ભાઈ પ્રેમ
**બાલકૃષ્ણ** પ્રેમ રસ ચહાય છે રે, ભાઈ પ્રેમ ...૧૪

## પદ ૨

પ્રેમ નિયમથી સૌ પામશો રે, કોઈ પ્રેમ રસ પીઓ રે,
જન્મ મરણ દુઃખ વામશો રે, કોઈ પ્રેમ ૧

પ્રેમથી આરત બંધાય છે રે, કોઈ પ્રેમ
જડ તે ચૈતન વત્ થાય છે રે, કોઈ પ્રેમ ૨

જુઓ જડ છીપ જળમાં વસે રે, કોઈ પ્રેમ
તે આરતુ થઈ ઉંચે ધસે રે, કોઈ પ્રેમ ૩

અમૂલ્ય નંગ એમાં બને રે, કોઈ પ્રેમ
નર માદા રહે એક આસને રે, કોઈ પ્રેમ ૪

જો પરદેશ પીઉને મોકલે રે, કોઈ પ્રેમ
આરતે બેઉ એકઠાં મલે રે, કોઈ પ્રેમ ૫

માટે આરત બળવાન છે રે, કોઈ પ્રેમ
સમજુપુરુષને એ સાન છે રે, કોઈ પ્રેમ ૬

વિવેકે આરત વાપરો રે, કોઈ પ્રેમ
સુરત નુરત એક્તા કરો રે, કોઈ પ્રેમ ૭

પ્રેમ રસ લોહ ચુંબકનો રે, કોઈ પ્રેમ
ભાવ નહિ અન્ય ખલકનો રે, કોઈ પ્રેમ ૮

જેમ ચકોર દ્રષ્ટિ ચંદ્રમાં રે, કોઈ પ્રેમ
તેમ આરત ગુરૂ ગોવિંદમાં રે, કોઈ પ્રેમ ૯

પ્રેમ નેમ વિવેક આરતે રે, કોઈ પ્રેમ
કહે **બાલકૃષ્ણ** સૌ સારતે રે, કોઈ પ્રેમ ૧૦

## પદ ૩

પ્રેમને નિયમે રાખજો રે, કોઈ હરિના હો જન રે;
પરખીને પ્રેમ રસ ચાખજો રે, કોઈ હરિના ૧

પ્રેમ જે કામે જાય છે રે, કોઈ હરિના
ત્યાં તેવું ફળ પાય છે રે, કોઈ હરિના ૨

સીતા શું પ્રેમ કર્યો રાવણે રે, કોઈ હરિના
રામે તે માર્યો તત્ક્ષણે રે, કોઈ હરિના ૩

પ્રેમે ધર્મ રમ્યા જુગટુ રે, કોઈ હરિના
દ્રૌપદી હાર્યાનું દુઃખ પ્રગટ્યુ રે, કોઈ હરિના ૪

બળીનો પ્રેમ ઈંદ્રાસને રે, કોઈ હરિના
થયો પાતાળી આસને રે, કોઈ હરિના ૫

પ્રહલાદ પિતાનો પ્રેમ હું પણે રે, કોઈ હરિના
નૃસિંહે હણ્યો ઘર આંગણે રે, કોઈ હરિના ૬

પ્રેમ સૌ કામનું મૂળ છે રે, કોઈ હરિના
પણ વગર વિવેકે ધૂળ છે રે, કોઈ હરિના ૭

પ્રેમે વિદુર હરિ પાવીયા રે, કોઈ હરિના
અલુણ ભાજી આરોગાવીયા રે, કોઈ હરિના ૮

સુદામાને રિદ્ધિ મલી રે, કોઈ હરિના
પ્રેમથકી દુગ્ધા ટળી રે, કોઈ હરિના ૯

શવરી ઘર ગયા દોડતા રે, કોઈ હરિના
ઋષિયોનું માન હરિ મોડતા રે, કોઈ હરિના ૧૦



કબીર ધીરો પ્રેમ ચોટમાં રે, કોઈ હરિના
અખા ગુરૂ ગમ ઓટમાં રે, કોઈ હરિના ૧૧

પ્રેમે સગુણ હરિ એમ છે રે, કોઈ હરિના
પ્રેમે તે નિર્ગુણી તેમ છે રે, કોઈ હરિના ૧૨

ગુરૂ જે પ્રેમના પાવીયા રે, કોઈ હરિના
તેવા હરિના ગુણ ગાવીયા રે, કોઈ હરિના ૧૩

માટે કરો પ્રેમ પાધરો રે, કોઈ હરિના
નિજ પતિની ગમ આદરો રે, કોઈ હરિના ૧૪

શ્રીમત્ કુવેર ગતી આપતા રે, કોઈ હરિના
કરૂણાસિંધુની મહાદ્તા રે, કોઈ હરિના ૧૫

એવા ગુરૂથી પ્રેમ કામનો રે, કોઈ હરિના
**બાલકૃષ્ણ** બાકી અકામનો રે, કોઈ હરિના ૧૬

## પદ ૪

(રાગ - ફેર)

ચેત ચેતરે પ્રાણી આજ, આણે અવસરમાં;
લે હરિ ભજવાનો લાભ, નહિ સુખ અવરમાં. ટેક

સુરતા તારી બાહેર ફેલાઈ, તેને લે સંકેલી રે;
તું જ આત્માથી ઉદયે થઈ છે, તે શું કરલે કેલી.
આણે... ચેત ચેત રે ૧

પચીસ તણો પાલવડો છોડી, પર વૃત્તિને મેલી રે;
દ્વૈતાદ્વૈતનું નિશંક સરવા, નિવૃત્તિ રાખ્ય એકીલી.
આણે...ચેત ૨





આપમાં જો આપ વિચારી, પરમાત્માને પરખો રે;
ઈત આવરણનો ઈશક ટળતાં, સકૃત સ્વામિ નરખો.
આણે...ચેત ૩

જડ ચૈતનનો યોગ કરંતા, અલખને આરોધો રે;
સદ્‌ગુરૂ કેરી સંજ્ઞા લઈને, સુરતે નુરતે સાધો.
આણે...ચેત ૪

ઉદય કારમાં જે જે આવ્યું, તે તે સૌની નાસ્તિ રે;
ઉદય કરતા કૃત્ય સૌ હરતા, એ કર્તાનો થા આસ્તિ.
આણે...ચેત ૫

તેવો લાભ તો મનુષ્ય વિષે છે, નથી અન્ય કોઈ કાયે રે
શ્રીમત્ કુવેર સરખા ગુરૂ મલતાં, **બાલકૃષ્ણ** પડ્યા પાયે.
આણે...ચેત ૬

## પદ ૫

મુકો મુકો રે મમતા આજ, મિથ્યા સૌ જાણી;
કરો સંત સમાગમ વાત, અનુભવ રસ માણી. ટેક

સંત સંગતમાં સુખ ઘણેરૂં, કહેતાં ન આવે પારરે;
તન્વસ્મિનું બંધન કાપી, દે અમૃતનો ભંડાર,
મિથ્યા સૌ જાણી, મુકો મુકો રે મમતા આજ.
મિથ્યા ૧

અમૃત રસ જે જેણે પીધો, ત્યાગી કે સંસારી રે;
જીવન મુક્ત જગમાં કહેવાયા, પરમાત્મ ગમ યારી.
મિથ્યા ૨





શિષ્ય ગુરૂની સાને સમીયા, ગુરૂ સિદ્ધાંતની ચોટે રે;
કલ્પિત આવ્રણ નાસ્તિક જાણી,
રહ્યા આત્માનુભવ ઓટે. મિથ્યા ૩

ધન્ય ધન્ય ઉભયે ગુરૂ શિષ્યનાતુ, પરમ તિવ્ર વૈરાગી રે;
પ્રતિબિંબરૂપે જગમાં ઓપે, જેની ચૈતન્ય વૃત્તિ જાગી.
મિથ્યા ૪

અનેક જન્મનું સુકૃત્ય ફળતાં, એ પદનો અધિકારી રે;
એવા સંતની સન્મૂખ કહીને, બાલકૃષ્ણ જાઉં વારી.
મિથ્યા ૫

## પદ ૬

હે અજ્ઞાની અંધા જીવ, શું મિથ્યા માણ્યો;
આ અમૂલ્ય અવસર જાય, તે શું નહિ જાણ્યો. ટેક.

અહીંથી ચુક્યા ક્યાં ઉગરશો, જુઓ મન વિચારી;
સંસાર સાગર મહાજળ ભરીયું, ધરાબોળની ખાડી.
શું મિથ્યા માણ્યો? હે અજ્ઞાની અંધા જીવ.
શું મિથ્યા. ૧

લક્ષ ચોરાસી ઘાટ વિષે તો, ત્રિવિધી તપતા તાપ રે;
ઉરમીનું અતુલીત દુઃખ ભારી, નહિ વાર પાર અમાપ.
શું મિથ્યા. ૨

વિષય નિંદ ને આહાર ઉપાધી, સકલ દેહે સામાન્ય રે;
હરિ ભજન વિનાનું સર્વે, મલશે તુજને અન્ય.
શું મિથ્યા. ૩





હરિ ભજનનો લાભ લેવાનો, મનુષ્યા શીદ ગુમાવો રે;
રત્ન ચિંતામણી હાથ આવ્યો છે, લ્યોને પુરણ લા'વો.
શું મિથ્યા. ૪

ચતુર થઈને ચિંતવન કરજો, પરમ અલખ કિરતારી રે.
જેવું રે ઈચ્છો તેવું રે પાવો, **બાલકૃષ્ણ** સુખ ધારી.
શું મિથ્યા. ૫

## પદ ૭

કહુ પરમ કૈવલની પેર, પરમહંસ તે જાણે;
બીજાને કડવાં ઝેર, વચન વાગ્યાં બાણે. ટેક.

સામાન્ય વિશેષી જીવ કહાવે, પરમ વિશેષી અંશ રે;
સામાન્ય તો સ્થુલનું સુખ ઈચ્છે, વિષયાનંદ આકંક્ષ.
પરમહંસ તે જાણે, કહુ પરમ કૈવલની પેર. પરમહંસ. ૧

વિશેષ અંશ તે સ્થુલ સુખ ત્યાગી, સૂક્ષ્મ તણા ગતિયાર રે;
સ્વર્ગાદિકના સુખની કાજે, કરે ભજનાનંદ ટંકાર.
પરમહંસ ૨

સચ્ચિદાનંદ પુરણ પોતે, વ્યાપમાં આપ સમાય રે;
નિર્વિકલ્પ અકર્તા અહંબ્રહ્મ, એ વિશેષી ગમતાય.
પરમહંસ ૩

પરમ વિશેષી અંશ નિરૂપણ, અકર્તા બ્રહ્મ પરંત રે;
આદ્ય સકૃત સ્વરાજ્ય કરૂણેશ, કૈવલ જેહી કહંત.
પરમહંસ ૪

આપ એકથી અનેક ઉપાવી, સકલ તનુની રિદ્ધ રે;
અંશ વૃત્તિએ અંશ પ્રકાશી, ઘટ પ્રતિબિંબ પ્રસિદ્ધ.
પરમહંસ ૫





સકલ બિંબના સાક્ષી કેવલ, અનંત કરૂણાધીશ રે;
વ્યાપક વૃત્તિ સચરાચરમાં, રાખંતા જુગદીશ.
પરમહંસ ૬

અનંત બ્રહ્માંડનો મહિમા સીંચ્યો, લક્ષ ચોરાસી ભાંડ રે;
મહિમામાં તો તે નહિ આવે, જુઓ કુલાલી ભાંડ.
પરમહંસ ૭

પંચ તત્ત્વનાં ભાંડ બનાવી, બ્રહ્મ જળ ભરીયું માંહાંય રે;
બ્રહ્માસન પર અંશ બિરાજે, પ્રતિબિંબ કહીયે ત્યાંય.
પરમહંસ ૮

નખશિખમાં વ્યાપક ઉજીયાળુ, આપ અંશથી હોય રે,
રોમ રોમ રગ રગનો દ્રષ્ટા, નિજ તનુનો જોય.
પરમહંસ ૯

શુદ્ધ સંકલ્પે સર્વ નિપજાવે, એ કર્તાનો જે વેત્ત રે;
પરમહંસ તો તેને રે કહીયે, પરમ ગતિ ગમ દેત.
પરમહંસ ૧૦

શ્રીમત કુવેર ગુરૂ નારાયણ કૃપાળુ, પરમ મોક્ષ સુખ આપે રે;
**બાલકૃષ્ણ** કહે જાઉ બલિહારી, નિજ પતિપદને સ્થાપે.
પરમહંસ ૧૧





# ચરકીડા પદ

## પદ ૧

(રાગ : સુણ સાહેલી ચરકીડો તારો રે....)

સત્ય શ્રીમત્ કુવેર, સકૃત પતિ કૈવલના આપ ઉપાસી;
જય જય કરૂણેશ, પરમ વિવેક કરીને ગતિ પ્રકાસી. ટેક

સકૃત પતિનું સમર્થ બાનું,
તે જીવ બુદ્ધિયે રહ્યું છાનું;
સોઈ સિદ્ધ કરવા મનુ તનુ ભાનું રે. સત્ય શ્રીમંત્.....૧

નિજ કૈવલ કર્તા પતિના છો વેત્તા,
મહા અગાધ બોધ જનને દેતા;
જાણે કૈવલ આપો આપ કહેતા રે. સત્ય શ્રીમંત્.....૨

પંચ ભૂતનો ભાગ નાસ્તિક કહેતા,
દશ ઈંદ્રિ સમદમમાં લેતા;
મનના સંશય દૂર કરી દેતા રે. સત્ય શ્રીમંત્.....૩

રજ તમ ટાળી સાત્ત્વિક સહાતા;
શબ્દામૃત સત્વ ગુણે પાતા,
ધન્ય ધન્ય કૈવલ કીર્તિ ગાતા રે. સત્ય શ્રીમંત્.....૪

તૂર્યાતિતમાં અહરનિશ રહો છો;
અન્ય અવસ્થા આવરણ કહો છો;
ગંભીરી પરાત્પર ગમ દો છો રે. સત્ય શ્રીમંત્.....૫

ૐકાર પ્રણવ સોહમ જાપે;
વ્યાપક ચૈતન્ય રોમ રોમ વ્યાપે;
બ્રહ્મને માયા સરભર થાપે રે. સત્ય શ્રીમંત્.....૬

ચૈતન્ય વ્યાપ અંશ થકી સઘળે;
અંશ રહ્યો આપ અકેલ સ્થળે,
તેતો કોઈક જ વિરલા સંત કળે રે. સત્ય શ્રીમંત્.....૭

કહેતા ગુણ ઈંદ્રિ જીવ અલપજ્ઞે;
તેનો સાક્ષી અંશ છે સર્વજ્ઞે,
રહ્યો પરમ કારણ તન અધરાસને. સત્ય શ્રીમંત્.....૮

જેમ પિંડ બ્રહ્માંડમાં અધર વસીયા,
એકદેશી અંશ શૂન્યના રસીયા;
તેમ કૈવલ મહદ્ બ્રહ્માંડે દર્શીયા રે. સત્ય શ્રીમંત્.....૯

સતંત અંશ અંશીનું નાતું;
ચંદ્ર સૂર પ્રતિબિંબ દૃષ્ટાંતું;
કહે જેમ છે તેમ ગુરૂ ગઈ ખ્યાતું રે. સત્ય શ્રીમંત્.....૧૦

ઉપદેશ માટે આ દેહે દરશો;
ગગને ગરજી ઘટમાં વરસો;
કરુણાની લેહેર અમ પર ધરશો રે. સત્ય શ્રીમંત્.....૧૧

એવી સરળ ગતિ સદ્ગુરૂજી કથે,
વેદ ચતુર અહંબ્રહ્મ નેતિ મથે;
કરે નેતિ નવેર નિજ સામર્થ્યે રે. સત્ય શ્રીમંત્.....૧૨

ધન્ય કુવેર સાહેબ ગુરૂ વિવેકી,
ભવભરની ભૂલ નાખી છેકી;
બાલકૃષ્ણ ચરણરજનો ટેકી રે. સત્ય શ્રીમંત્.....૧૩

## પદ ૨

ધન્ય સદ્‌ગુરૂ સૂર્ય, ઉગ્યાથી ગઈ અંધી જન્મ અનેકની;
છૂટી કિરણો અપૂર્વ, કૃપા કરી ગતિ પ્રેરી નિત્ય વિવેકની.
....ટેક

રવિ પ્રગટે ગયો નહિ જે અંધકાર;
સદ્‌ગુરૂ સૂર પ્રગટે પામ્યું તે હાર,
એવા કરૂણાસાગર ગુરૂની બલિહાર. ધન્ય...૧

અંધકારપણું તે હરિ તરફનું હતું,
ગુરૂ કરૂણા કિરણથી રહ્યું તે જતું;
ખીલ્યાં સરૂ તરૂ જેમ આવી આરત ઋતું. ધન્ય...૨

થયું જ્ઞાન પ્રકાશનું અજવાળું,
ગયું તૂટી સંશય સાંકળ તાળુ;
શમદમ સંપત્તિયે સુરતા ગાળુ રે. ધન્ય...૩

હવે માન ગુમાન ગયું વરણાનું,
રહ્યું અભિમાન આત્મ શરણાનું;
ગુરૂમુખથી મલે સુખ ચરણોનું રે. ધન્ય...૪

તિલક માળાનું ફળ તે જાણ્યું,
મતવાદીએ મધુબંબ કરી માણ્યું;
ખોયું હર્દમ સ્મરણીનું ટાણું રે. ધન્ય...૫

વાક્‌જાળ તણી વસમી આંટી,
તપ સાધન એ માયા ઘાંટી;
નવધા તોલ તોળ્યો કાંટે કાંટી રે. ધન્ય...૬

તિર્થવ્રતનું વિત ચિત દાખે,
દાન પુણ્ય કરી આશા રાખે;
દેવ પિત્રુ તૃપ્તિ ફળ ગુરુ ભાખે રે. ધન્ય...૭

રવિ પ્રગટે ભવ ઉપજણ દર્સે,
પણ કોહમ્ કર્તા નહિ સ્પર્શે;
સદ્ગુરૂ રબથી તેતો જડશે રે. ધન્ય...૮

કામક્રોધ મોહથી આ જીવ મરતા,
વિષયાનંદ મન ઈંદ્રિ વરતા;
ગુરૂથકી એ શત્રુ સૌ ડરતા રે. ધન્ય...૯

રવિની કિરણો ભૂમંડળે પડે,
ગુરૂ રબની કિરણો મહા સૂન્યમાં ચઢે,
સદા સુખદે પણ એકદી ન નડે રે. ધન્ય...૧૦

ગુરૂ સૂર્ય થકી તો અધિક સૂર,
જેની ચૈતન્ય પ્રકાશ ગતિ ભરપુર,
બાલકૃષ્ણ રહે હરિ હજુર રે. ધન્ય...૧૧

## પદ 3

ઓ અભિમાની, આ અવસરમાં કરવાનું તે ના કર્યું;
થઈ ગુલતાની, મિથ્યા માટે પરમારથ પડતું કર્યું. ટેક.

સ્વાસ્થ માટે શું સત્ય ચુક્યો,
પત્થર પકડી પારસ મૂકયો;
ગુંગો ગોબર પર જઈ ઢુક્યો રે. ઓ અભિમાની...૧

કરતો કંઈને કંઈ ઉચરતો,
વળી છળ કપટે પરધન હરતો;
શું પ્રભુને પાપી છેતરતો રે. ઓ અભિમાની...૨

ઘટ ઘટમાં ચૈતન-અંશ વસતા,
પાપીને નજરે તે નહિ પડતા;
ખોટો ખેલ ખેલીને હસતારે. ઓ અભિમાની...૩

તું ના જાણીશ હું ન્યારો છું,
પ્રભુને છેતરી ક્યાં જનારો છું;
ક્રૂર કર્મ ભુક્ત કરનારો છું. ઓ અભિમાની...૪

તારાં સ્વાર્થિયાં સૌ દૂર રહેશે,
કરી કર્મ ભાર શિર તું લેશે;
પ્રભુ પૂછશે ઉત્તર શો દેશે રે. ઓ અભિમાની...૫

તે અગમ વિચારો વિવેક કરી,
તારાં કર્યાં કર્મ જાણે છે હરિ;
ત્યાં નહિ ચાલે ચતુરાઈ જરી રે. ઓ અભિમાની...૬

કોઈ આજ ગયું કોઈ કાલ જાશ,
અધર્મિ તે શું લઈ જાશે;
પ્રભુ ભજન વિનાનો પસ્તાશે રે. ઓ અભિમાની...૭

મૂકી જાઉં ઝખમાર વળી,
સંસ્કાર વડે સાયભી જે મલી;
તને નહિ પેસવા દે આ દેહમાં ફરી રે. ઓ અભિમાની...૮

મરતા પહેલાં મનથી ત્યાગો,
સત્ય વચન વિલોકી ભય ભાગો;
કહે **બાલકૃષ્ણ** જગમાં જાગો રે. ઓ અભિમાની...૯

## પદ ૪

ઓ જીવલડા, ના જાણીશ તું જીત્યો હરિના હાથથી;
કરી દીવલડા, જો જગમાં કોણ જબરૂં ત્રિલોક નાથથી. ટેક.

જે સંકલ્પમાં સહેજે કરતા,
માત્ર શૂન્યથી ભવ રિદ્ધિ ભરતા;
એવા સમર્થથી શું નહિ ડરતા રે. ઓ જીવલડા...૧

મહા સંકટ સેવ્યું ગર્ભ વાસે,
કરી કોલ છુટ્યો છું મહા ત્રાસે;
એ દિન ભુલ્યો કેમ નહિ ભાસે રે. ઓ જીવલડા...૨

તારૂં જત્ન કર્યું જઠરા વિષે,
આપ્યા વૈભોગ કરૂણાધીશે;
પુરી પય પ્રસુતા સ્તન વિશે. ઓ જીવલડા...૩

શું જોઈ ફૂલ્યો આ ફંદ દેખી,
આતસ બાજી મૃગજલ પેખી;
ભજનાનંદ ભકિત ઉવેખી રે. ઓ જીવલડા...૪

જે પળે પળણા રગની જાણે,
તે આગળ કર્મને અહંમેવ આણે;
કુકર્મિ જોઈ જંતરે તાણે રે. ઓ જીવલડા...૫

કામ ક્રોધાદિક શત્રુ માથે,
ત્રિગુણ પ્રકૃતિ છે સાથે;
તને કાળ કોપ કરી નાથે રે. ઓ જીવલડા...૬



તુજ સરખા બહુ નાખ્યા કુટી,
અભિમાની સૌ લીધા લૂટી;
તને માલુમ છે કે બેઉ ફૂટી રે. ઓ જીવલડા...૭

જોબનના જોરમાં નહિ સૂઝે,
સંતની શિખામણ નહિ બુઝે;
અંતે જમજુતાં ખાઈ મુઝે રે. ઓ જીવલડા...૮

સુખ દાતા સંત શત્રુ જાણું;
સુતવિત્ત દ્વારા સાચું નાણું;
એવી ઉંધી મતિયે બગડ્યું ટાણું રે. ઓ જીવલડા...૯

દયા દીનતા ધીનતા દૂર કરી,
પછી શું કરવાના મસ્ત ફરી;
કહે **બાલકૃષ્ણ** તું જોને જરી. ઓ જીવલડા...૧૦

## પદ ૫

મન મુરખને, શી પેરે સમજાવી નિજ ઘેર લાવું,
જ્ઞાન ગતિ વિના, ચપળ ઘણાને કેમ કરી સ્થિર ઠરાવું. ટેક.

ઘણી ચંચળ વૃત્તિ છે એની,
રસના ભર દશ ઈંદ્રિ જેની;
મન સુબો વશ વર્ત્યો તેની રે. મન મુરખને...૧

ત્રિગુણ રૂપે ત્રણ ભુવને ફરે,
બહુ સંકલ્પ શુભાશુભ કરે;
એતો વિષયાનંદ વાસનાયો ધરે રે. મન મુરખને...૨

વાળુ બેહધ તો હદ્યમાં મહાલે,
ચૈતન્ય મુકી જડને ઝાલે;
કરીયે સ્થિરતો નવખંડ હાલે રે. મન મુરખને...૩





નાખુ પારણેતો બારણે બેસે,
રાખુ પાસે તો દશ ઘેર પેસે;
એવી અવળ મતિનું દુઃખ દેશે રે. મન મુરખને...૪

બોલ્યાની બુઝ નથી કરતું,
સત્સંગ થકી આડુ ફરતું;
ઘણું મારીયે પણ એ નહિ મરતું રે. મન મુરખને...૫

સુલટુ દેતાં ઉલટુ માગે,
તાજાં અમૃત ભોજન ત્યાગે;
જાણી બુઝીને રડવા લાગે રે. મન મુરખને...૬

રડતાને કોણ રાખે છાંનો,
કોઈ મલે આચારજ દાંનો;
કર્મરૂપી રમકડાં દઈ બાંનો રે. મન મુરખને ૭

રમવાની રકમ ખાતો કરડી,
કર્મ ભૂકતા થઈ મૂછો મરડી;
પછી ઉત ઈતમાં રહીયો ખરડી રે. મન મુરખને ૮

થઈ કર્મ તણો દાતા ભોક્તા,
અનિત્ય કર્મનો સંયુક્તા;
કેમ પામે અમૃત ફળ મુકતા રે. મન મુરખને ૯

આ ભવની ભૂલ ભજને ભાગે,
એકાગ્ર મને આત્મા જાગે;
**બાલકૃષ્ણ** રહ્યો ગુરૂગમ લાગે રે. મન મુરખને ૧૦





## પદ ૬

જન મૂઢ અજાણ, આપ ભુલીને અવર અવર શું પૂંજો;
કરો આપ પીછાન, અવિનાશી આત્મા પદ તે નહિ બૂજો. ટેક.

વિણ આત્મા સૌ જડ વત્ વસ્ત,
ઉદયે થઈ અંતે હોય અસ્ત;
કીટ બ્રહ્માદીક લય સમસ્ત. જનમૂઢ. ૧

જુદાં ભૂત જુદામાં ભળશે,
સાચું તે સાચા તરફ વળશે;
આત્મા તે પરમાત્મે મળશે રે. જનમૂઢ. ૨

આત્મા અવિનાશી પદ દેખો,
પરમાત્મા પુજ્ય પરમ પેખો;
આ સંત શાસ્ત્રીય લક્ષ લેખોરે. જનમૂઢ. ૩

સંતની કૃપા લઈ શરણ થશે,
તન્વસ્મિનો ભાવ મનથી જશે;
તો પરમપદે વૃત્તિ વળશે રે. જનમૂઢ. ૪

આ સૌ સ્વપ્ના વત્ તે ભાસે,
લૌકીકિ મિથ્યા નવ ગાશે;
શુદ્ધાદ્વૈત લક્ષ પરમ સહાશે રે. જનમૂઢ. ૫

ગુરુગમની રેણી કઠીન અતિ,
રહે સારધાર જેના ભાગ્યની રતી;
**બાલકૃષ્ણ** પામ્યા તે આપ પતિ રે. જનમૂઢ. ૬



# માસ

(રાગ - ફેર ગરબી)

ધન્ય ધન્ય ઉત્તમ લીલા કૈવલની રે,
જેણે રચીયાં અગણિત ઈંડ જો;
અવિરલ ધારા ચાલી અનુક્રમે રે,
હિરણ્ય ગર્ભિત ઈંડ ને પિંડજો. ટેક.

કારતક મહીને કાયા મહેલમાં રે,
કરતા હરિનો અંશ નિવાસજો;
નૌતમ ચૈતન્ય જ્યોતિ ઝળહળે રે,
પ્રગટ્યો અણુ અણુએ પ્રકાશ જો. ધન્ય ધન્ય. ૧

માગશરે મર્મ જડે નહિ તેહનો રે,
ક્યાંથી ઉપજ્યાં પિંડ વૈરાટ જો;
ક્યાં જઈ સમશે કૌતક બાદલુ રે,
પાંચે તત્ત્વ તણાબહુ ઘાટજો. ધન્ય ધન્ય. ૨

પોષે પ્રાણ પ્રણવના તારથી રે,
સાંધ્યો ચૌદ ભુવનનો તંતજો;
નાચે ખેલ નાટકવત્ પુતળાં રે,
બેઠા બાજીગર નિશ્ચંત જો. ધન્ય ધન્ય. ૩

મહાપદનો મહિમા વિધિએ વધો રે,
ઉપનિષદ બાવનની બહાર જો;
અહંબ્રહ્મભાસ વ્યાપ હરિનો કથીરે,
વદતા નિગમ નેતિ પોકારજો. ધન્ય ધન્ય. ૪



ફાલ્ગુણ ફાલ ખરે ત્રિગુણનો રે,
કાયમ કુલ કૈવલ તરૂ અંશજો;
વિષયે ઋતુ માત્રીકા ભેદથી રે,
ખરતો સ્થુલાદીક તરૂ વંશજો. ધન્ય ધન્ય. ૫

ચૈતરે ચૈતન્ય મય થઈ યોગીઓ રે;
સાધે ચક્ર કમળથી યોગ જો;
બ્રહ્મ માયાના બળ બહુ દાખવે રે,
રીઝે લટકાં જોઈ સૌ લોક જો. ધન્ય ધન્ય. ૬

વૈશાખે વિપરીત વાયુ વહે રે,
વર્ત્યો સુષુપ્તિ વહેવાર જો;
પરખ્યો નહિ પ્રણવના જાપને રે,
ક્યાં રહી બોલે બોલાવનહાર જો. ધન્ય ધન્ય. ૭

જેઠે જુગ જીવનને જાણવા રે,
ધારો પ્રેમ સહિત વૈરાગજો;
ગુરૂ ગમ ખોજો જાગે આત્મની રે,
અંતર વૃત્તિમાં અનુરાગ જો. ધન્ય ધન્ય. ૮

અષાડે આત્મ સ્વરૂપ સૌ એકઠાં રે,
ટાળો દ્વૈતાદ્વૈતનો ભાસ જો;
અજરામર અવિનાશી હરિ વિષે રે,
સરિતા સમસિંધુમાં સમાસ જો. ધન્ય ધન્ય. ૯

શ્રાવણ સર્વાવરણ તનનું ત્યજ્યા રે,
હરિમય પામ્યા અદ્‌ભૂત સુખજો;
અનંત કરુણા રસની ઉપમા રે,
નવ કહી શકતું અનવદ મુખજો ધન્ય ધન્ય. ૧૦





ભાદ્રપદ અજર સુખ કારણે રે,
મુમુક્ષુ થાએ ગુરુ આધિન જો;
ગાજે ગુણ નિધિ અનુભવ દેશમાં રે,
કરતા વૃષ્ટિ જોઈ આકીંન જો. ધન્ય ધન્ય. ૧૧

આસો ભક્તિ શરદની રાતમાં રે,
બાંધી આરત સન્મુખ ધાય જો;
અમૃત બિંદુ લે અનુભવ તણું રે,
પાકે મૂક્તાફલ પ્રભુતાય જો. ધન્ય ધન્ય. ૧૨

પુરુષોત્તમ મહિનો પુણ્ય કાલનો રે,
દેવું આત્મ પ્રભુને દાનજો;
મન ગુણ ઈંદ્ર અર્પિ પ્રાણને રે,
ધરજે બાલકૃષ્ણ પછી ધ્યાન જો. ધન્ય ધન્ય. ૧૩

# ગરબી પદ

## ગરબી ૧

(રાગ - રઘુપતી રામ હૃદેમાં રહેજો....)

ગુરૂગમી વાર્તા સુખકારી રે,
જેમાં ભરી છે બ્રહ્મ ખુમારી. ગુરૂગમી વાર્તા ટેક

સંશય સંતાપ ત્યાં નહિ લેશરે,
ચૈતન્ય ચિન્હ તણો ઉપદેશ. ગુરૂગમી વાર્તા ૧

તેવા સદ્ગુરૂની કરી ભક્તિ રે,
છુટે વિષય ભોગ કર્મ વ્યક્તિ રે;
ત્યારે પામે કૈવલ પદ મુક્તિ. ગુરૂગમી વાર્તા ૨



કહે છે અબધુત ગીતામાં એવું રે,
નિરાકાર કૈવલપદ તેવું રે;
જાણ ભક્ત સ્વરૂપ છે એ જેવું. ગુરૂગમી વાર્તા ૩

વળી પંચદશીમાં પ્રમાણ રે,
કરે ડિંડમ્ વાદ્યચી જાણ્ય રે;
રહેવું મમતા રહિત નિર્વાણ્ય. ગુરૂગમી વાર્તા ૪

અન્ય સાધનનું નથી કામ રે,
માત્ર જ્ઞાનથી કૈવલ ધામ રે;
માટે જ્ઞાન લેવા ગ્રહો હામ. ગુરૂગમી વાર્તા ૫

ગુરૂ વચને તિમિર દુર થાતું રે,
ઉપાધી બંધ થકી છુટાતું રે;
માયિક મોહથી મન અવિલાતુ. ગુરૂગમી વાર્તા ૬

ચિત્તવૃત્તિ અચળ કરી સ્થાપેરે,
કોહમ્ કર્તા પર્યંતની માપે રે;
ગુરૂગમની પ્રસાદીએ આપે. ગુરૂગમી વાર્તા ૭

થાય સહેજે સ્વરૂપાકાર રે,
એવો અનુભવનો ભંડાર રે;
બને ૐકાર ઉપર સ્વાર. ગુરૂગમી વાર્તા ૮

સાક્ષી ૐકાર રથમાં રૂહ્ય રે,
પહોંચે પરમ કૈવલપદે ગુહ્ય રે;
**બાલકૃષ્ણ** બાકી પછી શુંયે. ગુરૂગમી વાર્તા ૯

## ગરબી ૨

મહંત થવાનો મહિમા રે સજ્જનો સાંભળો,
સમદ્રષ્ટિથી જુઓ સર્વ સદાય જો;
શત્રુ મિત્રને સામાન્ય અંતરમાં ગણો,
નાભિ દ્રોહ પણ ઉપજે નહિ કદાય જો.
મહંત થવાનો...૧

વિશ્વ વિનોદથી અટકો ઉદાસી રહી,
ઉપાસી હો પરમેશ પદે આનંદ જો;
ક્ષુદ્ર સંકલ્પો વાળી ગુરૂગમમાં ઠરો,
દ્રઢ નિષ્ઠાએ ગુરૂને ગણો ગોવિંદ જો.
મહંત થવાનો...૨

ધ્યાન માનસિક પુજી ગુરૂને પ્રણામવું,
વિનયે વાક્યથી કરો સ્તવન કરજોડ જો;
ગુરૂ કૃપા લઈ ષટ્ સંપત્તિ સાધવી,
જડ ત્યાગી ચૈતન્યની કરવી હોડ્ય જો.
મહંત થવાનો...૩

પ્રણવ રોધ મનઃ સંયમ ઈંદ્ર શમ દમો,
બાહ્ય વૃત્તિ અંતરમાં કરવી સ્થાપજો;
ઉપહતિ શમદમ ઉપર પ્રીતિ ધરી,
સહે તિતિક્ષા સુખદુઃખ જાગૃત આપજો.
મહંત થવાનો...૪

અખંડ સાધન શ્રદ્ધા સંપત્તિ સાધવી,
શ્રદ્ધા સહિત સુસંત તણી એ રિદ્ધજો;



સમાધાનથી સ્વયં પ્રકાશીક આપમાં,
સંકલ્પ સુરતા સમરસ થાયે સિદ્ધજો.
મહંત થવાનો...૫

એ ખટ સંપત્તિ તે યોગીરાજની,
સજાણ અમલમાં રાખે સર્વ સાનિધ્યજો;
લઘુ દિર્ઘતાં દરસે નહિ કોઈ જંતમાં,
ચૈતન્ય સત્તા પ્રસરી રહી પ્રસિદ્ધ જો.
મહંત થવાનો...૬

અલૌકિક સંપત્તના ભોગી આત્મા,
ભોગવતા તે મહંત યોગ મહિમાય જો;
દંભાદિક આવરણ માયા વિષયો ત્યજી,
ખટ ઉરમીનું સહજપણે વર્તાયજો.
મહંત થવાનો...૭

તેવા અધિકારીનો રે મહિમા જગતમાં,
શાસ્ત્રકારકો ગાવે અચળ પ્રમાણજો;
કામ ક્રોધાદિક મહા ભડ ભૂપો મારીયા,
અજીત આત્મ જય વર્તાવ્યો નિર્વાણજો.
મહંત થવાનો...૮

આ નિર્ગુણ રિદ્ધિ ભુગતે આત્મારામજી,
ત્રિગુણ સાયભી ત્યાગે તેનું કામજો;
વિશેષ અંશ થઈ જગમતથી ન્યારા ફરે,
કલંક કીર્તિ ઉભયેની નહિ ફુમ જો.
મહંત થવાનો...૯





વિશેષ અંશ થઈ કરે પરમની ભાવના,
પરમીત પદ કૈવલનો કરૂ મેલાપ જો;
કોણ પરમાત્માથી પ્રકાશિક અંશ છું,
નખશિખ વ્યાપક ચૈતન્ય મમ પ્રતાપજો.
મહંત થવાનો...૧૦

આ પિંડ બ્રહ્માંડે ન્યારા એકદેશી અમો,
તો મહદ્ બ્રહ્માંડે ન્યારા કૈવલ પીવ જો;
ઉભયેની એકતા કરતાં સંશય હરે,
તે પરમ વિશેષી અનુભવી ગુરૂ ગતિ દિવ્ય જો.
મહંત થવાનો...૧૧

પૂર્ણ જ્ઞાન પરમીષ્ટ કૈવલનું પામતાં,
મહદ્તંત સતંત કરે મહંત જો;
**બાલકૃષ્ણ** કરૂણાસાગર ગુરૂથી મલે,
પરમીત પદ કૈવલ પ્રભુનો તંત જો.
મહંત થવાનો...૧૨

## ગરબી 3

આ પ્રશ્ન તણો પ્રતિ ઉત્તર પંડિત આપશો,
શાન્ત હશો પણ કરશો નહિ કંઈ ક્રોધ જો;
ઉમંગે પૂછુરે બેઉ કર જોડીને,
હમતમમાં નહિ પૂર્વ પક્ષ વિરોધ જો. આ પ્રશ્ન તણો. ૧

અનુભવના આધારે ઉત્તર આપશો,
વિટંડાવાદથી કરશો નહિ ઉચ્ચાર જો;
અગમનિગમ ગમ કોહમ્ કો કિર્તારની,
કહેતા કહેતી શું જાણે તે સાર જો. આ પ્રશ્ન તણો. ૨





પ્રથમ જીવ કે શિવ સનાતન આદ્યમાં,
કે મૂળ માયા કેરૂ હશે પ્રાધાન્ય જો;
કે ઈશ્વર ઈચ્છાયે શિવ શક્તિ બન્યાં,
કે વળી શિવોહમ્ પોતે ભગવાન જો. એ પ્રશ્ન તણો. ૩

જો કહેશો કે શિવ સનાતન એજ છે,
તો માયાને એ ઉત્પન્ન કરનાર જો;
જ્ઞાન સ્વરૂપી નિર્મળ ચૈતન્ય શામળો,
કેમ કરે માયાને અંગિકાર જો. એ પ્રશ્ન તણો. ૪

માયા ભોગથી શિવના જીવ જણાય છે,
કહો ભાઈ માયા ભોગવતા શું શિવ જો?
પરમ ધામમાં શું લાંચ્છન પ્રકાશીયું,
તે બ્રહ્મ મટીને ભયા અલ્પજ્ઞ જીવ જો. આ પ્રશ્ન તણો. ૫

કે જીવ જાણે નહિ તેવી નિત્ય નૌતમ બને,
જીવ થયા પછી તેનો કોણ દૃષ્ટાય જો;
અખંડ લીલાનો કર્તા તે કોને કહો?
શિવના જીવ થયા તે કેમ મનાય જો. આ પ્રશ્ન તણો. ૬

કે જીવ દશાનો અધિકાર તે કોને થયો,
શુદ્ધ શિવાત્માનો કે પુની કોઈ અન્ય જો;
આત્મ પ્રદેશી અનુભવી જન તે તો કહે,
જાણી યથાર્થ ખોજીને નિજ તન જો. આ પ્રશ્ન તણો. ૭

શિવ પદવીથી પરમ મોક્ષનો ભેદ છે,
જીવના શિવ થયે મુક્તિ નહિ થાય જો;
એકવાર શિવના તો જીવ જેવા થયા,
કહો ફરી શિવના જીવ કેમ નહિ થાય જો. આ પ્રશ્ન તણો. ૮



કર્તુમ્ પદમાં કળીયા જીવ કુબુદ્ધિયા,
કોઈક માને મકર્તુમ મહેશ જો;
અન્યથા કર્તુમની જાણે કોય અનુભવી,
જેવા ગુરૂ છે તેવો તે ઉપદેશ જો. આ પ્રશ્ન તણો. ૯

અન્યથા કર્તુમ્ વિશ્વેશ્વરથી શું બન્યું;
પ્રથમ સૃષ્ટિ ઉપજણમાં મૂલ વસ્ત જો;
લક્ષ ચોરાસી કેરી માંહે રિદ્ધિ ભરી,
હિરણ્ય ગર્ભ લઈ ચાલે જ્યાં લગી અસ્ત જો.
આ પ્રશ્ન તણો. ૧૦

આદ્ય પતિનું વિશેષણ કેવું કહો,
નિર્વિકલ્પ કે સવિકલ્પી કહેવાય જો;
નિર્વિકલ્પથી અનુકુળતા કોણ ગોઠવે,
સવિકલ્પી તો ઉપજણની સમતાય જો. આ પ્રશ્ન તણો. ૧૧

આ તનના સાક્ષી હરિ કે હરિના અંશ હશે?
હરિ સઘળે કે એક સ્થળે વસનાર જો?
અંશ વિના હરિ કહેતાં સ્થૂલ કેમ ભાગતાં?
વ્યાપક ઈશ અસાક્ષી નહિ કોઈ ઠાર જો. આ પ્રશ્ન તણો. ૧૨

વ્યાપક ચૈતન બ્રહ્મને કાયમ હરિ કેમ હશે?
દ્વૈત કે અદ્વૈતનું કરો સમાધાન જો;
આત્મ સિદ્ધાન્તિ અનુભવી પંડિત તે પૂરા,
**બાલકૃષ્ણ** તે મમ ગુરુ ભ્રાત સમાન જો. આ પ્રશ્ન તણો. ૧૩



## ગરબી ૪

આજ સખી કૈવલ મુજને સાંભળ્યા,
આરતમાં ઉપની વિરહ વેદનાય જો;
કોને કહીયે અંતરની પીડા ટળે,
વિયોગ વહનિ ક્યારે આ બુઝાય જો. આજ સખી. ૧

ઘણા કાળથી ગોવિંદ ઘર છોડી ગયા,
ક્યાં જઈ વશીયા તેની છે નહિ જાણ્ય જો;
કોણ તણી પ્રિતિને વશ પોતે થયા,
અકળ ગતિ છે એની હું અજાણ જો. આજ સખી. ૨

દીર્ઘ દોષથી અપરાધી મુજને ગણી,
બહિર ભાવના કરતાં જોઈ જગદીશ જો;
પતિવૃતાનો ધર્મ લોપ મુજથી થયો,
એ કારણથી રાખી અંતરે રીસ જો. આજ સખી. ૩

અભિમાની પ્રમાદીને ગ્લાની ઘણી,
હું મારે કર્મે તરછોડી શ્યામ જો;
લગ્ન મગ્નની સન્મુખતા સાધી નહિ,
સુણો સખી એ પતિ વિયોગનું કામ જો. આજ સખી. ૪

હું પટ્ટરાણી હુતી રે પૂર્વ પ્રભાવમાં,
હવે કર્યો છે નવલ નારસુ નેહ જો;
પ્રવૃત્તિના અંગની હું પડતી કરી,
સોંકડલીનું સુખ જોઈ દાઝે દેહ જો. આજ સખી. ૫

તે દિવસની તલખંતી હું તારૂણી,
બની વિયોગી મીનવત્ જલનો ત્યાગ જો;



અન્ય ભોગના યોગે ત્રિવિધી તપે,
ભવ ભરનું સુખ લાગે ચૌદીશ આગ જો. આજ સખી. ૬

એક પળને તો ઘડી ગતવત્ હું જાણતી,
ઘડી એક જાતાં દિવસ માસ ગણાય જો;
માસ વીતતાં વરસ થકી અધિકો ગણું,
દુઃખીયાં ને તો દુઃખમાં એમ જણાય જો. આજ સખી. ૭

પૂર્વ તણા સુખની ઉપમા શી ઉચરૂં,
કરૂણાસાગરનો શરણો સુખ ધામ જો;
અનન્ય ભાવની અબળા તે પીયુને ગમે,
નિરંતર અધિકારીનું એ કામ જો. આજ સખી. ૮

કહો સખી વૃંદ એ સ્વામિ સુખ ક્યાં મલે,
પ્રાણ જીવન પ્રભુ પુરો મારી આશ જો;
**બાલકૃષ્ણ**ની અરજ સ્વિકારો એટલી,
રાખો સન્મુખ ચરણ કમલની દાસ જો. આજ સખી. ૯

## ગરબી ૫

આજ સખી કૈવલ અરજ સ્વિકારશે,
એવી મારા અંતરમાં છે આશ જો;
પૂર્વ તણી પ્રીતિના સામું ભાળશે,
નહિ કરે હું નફટને નિરાશ જો. આજ સખી. ૧

અખીલ પતિ મૂકી દેશે સૌ આંબળો,
ધરણીધર છે અંતે સર્વાધાર જો;
ધર્મ ધુરંધર ધર્મ ન ચૂકે આપનો,
સદાય અંતર દૃષ્ટિથી દર્શનાર જો. આજ સખી. ૨

અંત સમે જો ધ્યાન લાવે દીલમાં,
ત્યારે કોણ કહે નિર્ગુણ દીનાનાથ જો;
કૈવલ તો વળ વિના સ્વામિ આપણા,
અમૃતધારા વરસાવે દિન રાત જો. આજ સખી. ૩

પ્રગટ પ્રભુનો પરચો આજે ભાસીયો,
ત્યારે મુજને મારાનું થઈ ભાન જો;
મુજ સરખા સ્વામિને જોઈ અન્ય ત્યાગતી,
અશરણ કેરૂં શરણ કર્યાનું માન જો. આજ સખી. ૪

પાલકને ચાલક તો મારા એજ છે,
દ્રઢ સંકલ્પે જાણી એવી રીત જો;
શરણાંગત થઈ તન મન અર્પિ પ્રાણને,
અસ્તાંગત તે પુનરપિ જોડી પ્રીત જો. આજ સખી. ૫

અન્ય ભાવના નવ રહી પીયુના દેશમાં,
અનુભવના આનંદથી જોઈ પ્રકાશ જો;
સચ્ચિદાનંદ વ્યાપક ચૈતન્ય સર્વમાં,
અધર તખ્ત પર આત્મ પ્રભુનો વાસ જો. આજ સખી. ૬

પ્રીતિની સ્થિતિ જોઈ પીયુ મારા રીઝીયા,
કરવા ધાર્યું આલિંગનનું કામ જો;
કરૂણાની કટાક્ષે આવરણ ખીંચીયું,
અનંગાનલ ઉદયે થઈ ગઈ ફામ જો. આજ સખી. ૭

ભાન હવે ભુલી રે હું મારા તણું,
ઓત પ્રોત છું સદાકાલ અભિન્ન જો;
પટંતર નવ રહ્યો રે પ્રેમના પુરમાં,
સિંધુમાં જેમ સરિતા સમરસ લીન જો. આજ સખી. ૮

સર્વોત્તમ સાક્ષીની પ્યારી પ્રેમદા.
પૂર્ણ પ્રેમથી રહી છું પ્રભુની પાસ જો;
**બાલકૃષ્ણ** ધન્ય ધન્ય એ સખી સોહાગને,
જેણે કર્યો છે ચરણ કમળમાં વાસજો. આજ સખી. ૯

## ગરબી ૬

(રાગ - છે દુઃખ મોટું રે, સર્વને માથે મરવું...)

ધર્મ વિચારી રે, જીવન ગાળો જીવો;
પ્રેમ વૈરાગથી રે, ગુરૂ શબ્દામૃત પીઓ. ૧

ગુરુ જ્ઞાનેશ્વર રે, અજ્ઞાન સર્વે હરશે;
શુદ્ધ મન કર્મના રે, હોય તેનું કામ સરશે. ૨

બાહ્ય અંતરમાં રે, નિર્મળ મનથી ફરવું;
દંભ દગાહીણ રે, કરવું ને ઉચરવું. ૩

હૃદય ભૂમિમાં રે, સત્સંગ ખાતર ભેળવો;
અખંડ ધારાયે રે, પ્રેમોદકથી કેળવો. ૪

ગુરૂગમ બીજક રે, શુદ્ધ ક્યારામાં વાવો;
કલ્પતરૂ ફળ રે, અપરમ સુખને પાવો. ૫

અંતરના વેગે રે, વાવેલું તે વિસ્તરે;
અનંત શાખાયે રે, અનુભવ બ્રહ્મમય પ્રસરે. ૬

ઉસર ભૂમિમાં રે, કણ બીજક નહિ ઉગે;
ઉગે તો ભલે રે, અફળ છોડવા સુકે. ૭

ધર્મ સહિતની રે, રેણી કરણી પાળો;
કોહમ્ કર્તા રે, ઉભયે અંતર ટાળો. ૮



સાક્ષી સન્મુખ રે, દિનમણી મય નિજ ગણશે;
બાહ્ય અંતરની રે, ત્યારે અંધી હણશે. ૯

ઈંડ સૌ પિંડમાં રે, કેવલ અંશ ઉદ્યોતિ;
પિંડ પિંડ પ્રત્યે રે, પ્રગટ આત્મા જ્યોતિ. ૧૦

આત્મ હરિનું રે, દ્વૈત પણું ટળવાને;
ગુરૂ શિષ્ય દાવો રે, એ કારણ પળવાને. ૧૧

પૂર્વ વિરોધી રે, અભિમાની સૌ જીવનો;
મમતા પકડી રે, પાડે અંતર પીયુનો. ૧૨

અનંત પ્રકારે રે, કર્મ બંધન એ કરાવે;
મોક્ષને માર્ગે રે, જાતાં એજ હરાવે. ૧૩

તેને હણવા રે, સેવો ગુરૂ કોઈ સુરા;
પક્ષ કરીને રે, પકડો જો હોય પુરા. ૧૪

ગુરૂ ગતિ આપે રે, શિષ્ય સ્વિકારે ક્યારે;
અનંત જન્મનું રે, સુકૃત્ય ઉદયે ત્યારે. ૧૫

ધન્ય ધન્ય જનનું રે, ભાગ્ય વૈરાગ ભરેલું;
જગ બંધનથી રે, ટાળી ચિત્ત ઠરેલું. ૧૬

સ્થિર કરી વૃત્તિ રે, ગુરૂ મહિમા યશ ગાવા;
**બાલકૃષ્ણ** કહે રે, તેવા લે સૌ લાહાવા. ૧૭





## ગરબી ૭

(રાગ - સેવા સત્ગુરૂની કરીએ...)

કે સમર્થ ગુરૂપદની સેવા,
જેથી બનો મૂળ સ્વરૂપ જેવા. ...ટેક.

આદિત ગુરૂથી આત્મા દર્શે,
અનાહુત તિમિર અંધી હરશે;
રોમે રોમ પરમ પ્રકાશ કરશે. કે સમર્થ...૧

ચંદ્ર ચકોરવત્ એ નાતુ,
સન્મુખતાયે અમૃત લેવાતુ;
સદા શાન્તિમાં જીવન જાતુ. કે સમર્થ...૨

મંગલકારી ભૂમિ વિષે દેવા,
સજ્જન સંત યોગીને પૂજ્ય એવા,
કરૂણાનિધિ પરમ કૈવલ જેવા. કે સમર્થ...૩

બુધવારે શુદ્ધ બુદ્ધિ આપે,
અંતર પટ સંશય સૌ કાપે;
અહંબ્રહ્મ અસ્મિ અમલ વ્યાપે. કે સમર્થ...૪

ગુરૂમંત્ર સાધુ જન સાધે,
હરદમ તપ અજંપા આરાધે,
અનાહત ધુંને મન બાધે. કે સમર્થ...૫

શુક્રે સદ્ય પરિમલ લે ભ્રમર,
સોહમ્ અરસથી અજર અમર;
તૃષ્ણા તવ દૂર થઈ અવર. કે સમર્થ...૬



શનિવાર સ્થિર રહે તેનો,
સ્વરૂપાકાર બને એનો;
અનુભવી શિષ્ય ગુરુ બેનો. કે સમર્થ...૭

સાતેવારે સુરતા રહી લોભી,
કુવેર ગુરૂ પદમાં જઈ થોભી;
ત્યારે **બાલકૃષ્ણ** રહ્યો શોભી. કે સમર્થ...૮

## ગરબી ૮

(રાગ - ગરબો)

જય જય શ્રી કુવેર પરમગુરુ છો રે,
આવ્યા દિવ્ય દેહે મનુષ્યની માંહાંય;
શુદ્ધ સકર્તા કૈવલ કેરા અંશ છો રે,
ધારી પરમગુરુની પદવી આંહાંય. ...ટેક

સાખી

પરમ કૈવલ પરમાત્મા, જેની શકિત અનંત;
સંકલ્પે સૃષ્ટિ રચી, ભરી સદા બ્રહ્મવૃત્તિ સતંત.
જય જય શ્રી કુવેર પરમગુરુ છો રે...૧

સાખી

પ્રણવ વૃત્તિ તાંતણે, તાણી બાંધ્યા અંશ;
અંશવંશ અહીના થયા, આ સૌ લક્ષ ચોરાસીનો વંશ.
જય જય શ્રી કુવેર પરમગુરુ છો રે...૨

સાખી

અલ્પજ્ઞે સાક્ષી થયા, જાણી જ્યાં ત્યાં સાર;
અહંભાવે અટકી રહ્યા, ત્યારે કરી છે કરૂણા કિરતાર.
જય જય શ્રી કુવેર પરમગુરુ છો રે...૩

સાખી



દીર્ઘ દ્રગ પ્રૌઢ મૂર્તિ, તિલક ભાલ ચિહ્ન મૂર્ધ્વ;
કરમાં ચિહ્ન સૌ દર્શતાં, પદે પદ્મ ધરી પૂર્ણ રેખા ઉર્ધ્વ.
જય જય શ્રી કુવેર પરમગુરુ છો રે...૪

સાખી

કરૂણાસાગર નામ દેઈ, પ્રગટ અંશ ઉદ્યોત;
પરમ કૈવલ પરસાવવા, જ્ઞાન સ્વરૂપી પ્રકાશી છે જ્યોત.
જય જય શ્રી કુવેર પરમગુરુ છો રે...૫

સાખી

અનુભવનો અંબાર શો, નહિ સમજણ કંઈ સહેજ;
કોહમ્ કર્તા ન્યાયનો, દ્રઢ કરે પરમ અંશ હોયે એજ.
જય જય શ્રી કુવેર પરમગુરુ છો રે...૬

સાખી

સન્મુખ દ્રષ્ટે જે રહ્યા, સહીને અનુભવ તાપ;
અમૃતરસ ઝરણાંઝરી, થાય શાન્ત પામી પરમપદ આપ.
જય જય શ્રી કુવેર પરમગુરુ છો રે...૭

સાખી

અનુક્રમે અનુભવ કથી, જણાવ્યો બહુ સાર;
કર્મ ધર્મ અહંબ્રહ્મનો, મિથ્યા ઉતાર્યો ફૂલંતા લઈ શિરભાર.
જય જય શ્રી કુવેર પરમગુરુ છો રે...૮

સાખી

પાખંડનું ખંડન કરી, અદબદનું કર્યું રદ્ય;
નિર્વિકલ્પની ઉપરે, કર્યું શુદ્ધસકર્તાદ્વૈત સદ્ય;
જય જય શ્રી કુવેર પરમગુરુ છો રે...૯



સાખી

સઘ કથ્યું જે જેમ છે આત્મ પરમાત્મ પેર;
પેર લહી નરનારીએ, તેને થઈ ગઈ છે લીલાલહેર.
જય જય શ્રી કુવેર પરમગુરુ છો રે...૧૦

સાખી

પરમગુરુ પરતાપથી, યથાર્થ મલીયો શેર;
**બાલકૃષ્ણ** ગુરુને ગ્રહો, સદા શ્રીમત્ કુવેરની છે મહેર.
જય જય શ્રી કુવેર પરમગુરુ છો રે...૧૧

# ચાબખા પદ

## પદ ૧

(રાગ - ચાબખો)

હરિને ભજો આ ઘડીએ ભાઈ, આયુષ્ય અંકમાં ઓછું થાય;
એક પળમાં ખટ પ્રણવ વહીને, પાણીવળ પલટાયરે. ટેક.

પળપળ વિતતાં ઘડીયો ગઈ છે, ઘડીયે પહોર ગુમાય;
અષ્ટ પહોરમાં છસે અજંપા, સહસ્ત્ર એકવીસ જાય રે.
હરિને ૧

રાત્રિ દિવસમાં રળ્યો કમાયો, માસે ગણત્રી ગણાય;
મહિના રે ગણતાં વરસો વિત્યાં, બાળયૌવન વૃદ્ધ થાય રે.
હરિને ૨

આશાનો મહેલ બાંધો છો ઉંચેરોને, ક્ષણ ભંગુર આ કાય;
સમજુહશો તો સમજી રે લેશો, કાલ ઝપેટા ખાયરે.
હરિને ૩





હરિ ભજન વિનાથી સર્વે, લક્ષ ચોરાસી પાય;
ક્ષુદ્ર જંતુનાં તનુ ધરીને, ભવોદધીમાં ભટકાય રે.
હરિને ૪

જેને માટે તું ઝાળમાં પડીયો, તે તારૂં નહિ થાય;
તું તારાને તપાસી લેવા, સંત સમીપમાં આવ્ય રે.
હરિને ૫

સંત દયાળું દયા કરે તો, જન્મ સફળ હો જાય;
સસ્વ સ્વરૂપાકાર થયેથી, અસ્વ પુની અસ્તાયરે.
હરિને ૬

કોહમ્ કર્તા સૌની પરખે, સો ગુરૂની ગમ લાય;
કરુણાસાગર ચરણાંબુંજે, **બાલકૃષ્ણ** બલ જાય રે.
હરિને ૭

## પદ ૨

હરિનું ભજન કરી લોને ભાઈ,ભજશે તેની ધન્ય ચતુરાઈ. ટેક
નાહ્યા ધોયા ને ટીલાં બનાવ્યાં, પાઘ બાંધ્યા ચક્રાઈ;
પિંડના વિત્તને પ્રિછ્યુ નહિ તો, પાખંડની પંડિતાઈ રે.
હરિનું ૧

વેદની વાણી ઘણી જોઈ, પણ જોઈ નહિ નિર્ણાઈ;
નેતિ તણું નિરાકરણ કરતાં, સુરતા અટકી રહી રે.
હરિનું ૨

વ્યૌકરણનો મ્રોડ ત્રોડ ભણીયા, લઘુ દીર્ઘ ગમ પાઈ;
લઘુતા જીવપણું લંબાવ્યું, ત્યારે શાની વિદ્વતાઈ રે.
હરિનું ૩



અનુભવની ગમ કળી નવ જાણે, દરવી પાકવત્ ગઈ;
વારંવાર વૃત્તાંત વખાણે, કરી ભક્તોની ભવાઈ રે.
હરિનું ૪

વરણાતિત આત્મ શુદ્ધ વિના, ભેદ બુદ્ધિ બહુ થઈ;
અધમ યોનીમાં જવું પડ્યું તે, ધુળ થઈ ચતુરાઈ રે.
હરિનું ૫

બ્રહ્મદશાના સંત ભયાને, વિશ્વે વાસના રહાઈ;
શમ દમાદિ સાધન ચુક્યે, ભ્રષ્ટ ભયે મહંતાઈ રે.
હરિનું ૬

ઈંદ્રજાળમાં ડુબી મુવા રે, લૌકિક આવરણ સહાઈ;
**બાલકૃષ્ણ** સમદૃષ્ટિ વિના એ, હું ને મારાની રહાઈ રે.
હરિનું ૭

## પદ ૩

જીવડા જોને જીજ્ઞાસુ થઈ, આગળ આવે છે મોટી ખાઈ;
ગાડી રે તારી ગબડી પડશે, બેઠો શું નિર્ભે રહી રે....ટેક.

પંચ તત્ત્વોની ગાડી બનાવીને, સંકલ્પ બેલ જોતરાઈ;
મન સ્વરૂપે સાક્ષી થયો ને, હાથમાં દોરી ના સહી રે.
જીવડા ૧

અજાણ્ય અરણ્ય ને કર્મનાં કોતર, કામ ક્રોધની જબરાઈ;
અહંપણાના ડુંગર ઘણામાં, પાર પડાશે કંઈ રે.
જીવડા ૨

ઉન્મત બેલ ઉછળતા રે ચાલે, અવળો માર્ગ સરાઈ;
ચાલતાં ચાલતાં ઢળી પડી, જ્યાં મોહ મમતાની ખાઈ રે.
જીવડા ૩

પાંચ પચીસ માંહે બેઠાં હતાં તે, સર્વે મુઆં અફળાઈ;
ત્રણે જણાઓ તાણી રહ્યા પણ, પળ પહેલી ના ચેતઈ રે.
જીવડા ૪

ખેંચાતાણયમાં ખબર પડીકે, કોઈ મારૂં અહીં નઈ;
ગુણધારી ગભરાવા લાગ્યો, શે'થી બચું સહાય લઈ રે.
જીવડા ૫

ચતુર જણાંયે કરી ચતુરાઈ, ગાડી ઠીક ઠઠવાઈ;
ઓહંગ સોહંગ બેલ બાંધ્યા છે બળીયા, સુરતા દોરીયે સજઈ રે.
જીવડા ૬

અંશાત્મક સાક્ષીયે લીધી, અગમ માર્ગે ચલાઈ;
મુમુક્ષુ જન મહાપદમાં મહાલે, શુદ્ધ કૃતાર્થ થઈ રે.
જીવડા ૭

દુર્લભ મનુષ્યા તન ગાડીમાં, મલ્યા મુમુક્ષુ ભાઈ;
**બાલકૃષ્ણ** ચાલો ગુરૂગમ શેરીયે, સદાય છે સુખદાઈ રે.
જીવડા ૮

## પદ ૪

તારૂં નાવડું કંઈ પેરે તારે, ઓ જીવડા બુડી મરીશ બહુ ભારે;
અહંપદ રૂપી ભાર અતોલ તું ક્યાં, ભરૂ વણ વિચારે રે. ટેક.

કર્મ સ્વરૂપી નાવમાં રે બેઠો, વરણ વિવેકને આરે;
હું ને મારા માન ગુમાનનો, ભાર વધ્યો વધારે રે.
તારૂં નાવડું ૧

મોહ સાગર વારપાર વિનાનો, ઉતરી જવું પેલી પારે;
મન ખેવટીયો મદે ભરાયો, મિથ્યા મત અહંકાર રે.
તારૂં નાવડું ૨



ઉલટા વેગે અવળું રે ચાલી, આવે છે આણે આરે;
જવા તણી તો જરૂર ઘણીને, નાવડું કોણ હંકારે રે.
તારૂ નાવડું ૩

સુરતા રૂપી શઢ વિંટાયો, ટેકનો સ્થંભ અકારે;
હાથનું હથિયાર હારીને બેઠો, ભ્રમ સંકટ આવારે રે.
તારૂ નાવડું ૪

ત્રિગુણ તરંગો તોફાન મચાવી, ઉરમી જળ ઉછાળે;
દેશ મુડાને દિશા ન સુઝી, ક્યાં રે જવાનુ મારે રે.
તારૂ નાવડું ૫

આવાગમનનું ભાન ભુલ્યા છે, કર્મ સંચીત સંસ્કારે;
યોગી ભોગી ને પંડીત પુરાણી, રહી અદબદ આધારે રે.
તારૂ નાવડું ૬

ત્રિવિધિ તનમાં તપી રહ્યો છે, અજ્ઞાન રાત અંધારે;
ભવસાગર દુઃખ રૂપ દેખાયે, કામક્રોધ લોભને કાહારે રે.
તારૂં નાવડું ૭

મુરખ મનના શીદ મરૂં છું, જાને ગુરૂ મુખ દ્વારે;
અસંખ્ય ઉપાધી દૂર કરીને, **બાલકૃષ્ણ** તુને તારે રે.
તારૂં નાવડું ૮

## પદ ૫

મનવા સમજને ઓ વીરા રે, ધર તું સારા ગુણ જે ધીરા;
તુ જો તારૂ ભલુ ઈચ્છુતો, ગુણ ધરજે ગંભીરા રે. ટેક.
એવા રે ગુણ સદ્ગુરુથી લેવા, આપી ધડને શિરા;
શ્રીફળ સાટે સુત આપી દે, એવા એ ઓલીયા પીરા રે.
મનવા ૧



તન મન ધન તે મિથ્યા રે અંતે, જીવ બુદ્ધિ કથીરા;
પીત પત્થરનું રૂપ પલટાવી, કરે કનક ને હીરા રે.
મનવા ૨
કર્મકાન્ડની વળી ભીખ શું માંગુ, થઈને ફકીર મીરા;
એવું દીનત્વ દૂર કરીને, દેશે પદ અમીરા રે.
મનવા ૩
ગુંગા જો ગોબર દુર કરૂં તો, પામીશ સુપરિમીળા;
સદ્ગુરૂ ચરણ કમળ સુગંધી, લેવાને થાવું સ્થિરા રે.
મનવા ૪
શાસ્ત્ર પુરાણ વ્યાકરણ વિલોકી, ભણીયે વેદની ગીરા;
ગુરૂગમ વિના તત્ત્વ ન દરશે, જોતાં મઠ મંદિરા રે.
મનવા ૫
વ્યવહારિકમાં પરવશ પડીયા, પીધુ જેમ મદીરા;
**બાલકૃષ્ણ** આ મુરખ મનને, સમજાવો કોઈ ધીરા રે.
મનવા ૬

## પદ ૬

જેના ઉરમાં રહ્યો અહંકાર, તેને જ્ઞાનીયો કહે છે ગુમાર;
અહંપદ જેના ઉરે વસ્યું તે, એક અસ્ત્રે મુંડનાર રે. ટેક.
શિર મુંડાવી સંત બનોને, ભગવો ભેખ લ્યો સાર;
જ્ઞાનની વાતો ઘણી કરો પણ, અહંપદે થાય અકાર રે.
જેના ૧
બ્રહ્મા ગુરુથી રાવણ ભણીયો, વેદ મંત્રો ઉચ્ચાર;
વિપ્ર વરણ પણ ધુત ગણાયો, વિદ્યા વહી અન્ય દ્વાર રે!
જેના ૨

સર્પ પયનું ઝેર કરે તેમ, વિપરીત વેગ ભરનાર;
પાપનું પાત્ર પોતે હતો તે, સંત સૂરનો પીડનાર રે.
જેના ૩

સાધુને સંકટ બહુ દેશે, ભકિત ભંગ કરનાર;
વિશેષ વિભૂતિ ક્યાંથી દે પણ, છે તેને છેદનાર.
જેના ૪

ડંખ કરેલાનું ઝેર ઉતરે, મળે હકિમ હોંશિયાર;
ડંખનારનું તો કદી ન જાવે, સદા ભર્યો ભંડાર રે.
જેના ૫

ધન દ્વારા વિદ્યા મદ મોહે, હૃદે રહે અંધકાર;
જ્ઞાનની દૃષ્ટિ ગેબ થઈ ત્યારે, ચામે ચાલ્યો વ્યવહાર રે.
જેના ૬

મેષના જેવું મુંડન તેનું, વૃષભ વત્ હોહાકાર;
વૃશ્ચિક સરખો વેગ કરે છે, દંભીક દંષ દેનાર રે.
જેના ૭

ભક્તિનું તો ભાન નથી ને, દીલ છે દોષ જોનાર;
પારકે ઘેર પહોળા થઈ બેસે, નિજ ઘેર તો અંધાર રે.
જેના ૮

સો મણ તેલે રહ્યું અંધારું, નહિ વિવેક ગતિયાર;
આત્મ અર્કનો ઉદય થાય તો, નિરખે નિજ દેદાર રે.
જેના ૯

ભવ આવરણનો ભંગ કરે તે, આત્મ વરણ જોનાર;
**બાલકૃષ્ણ** એવી બુઝય વિના તો, અંધના અંધ રહેનાર.
જેના ૧૦

## પદ ૭

દુર્જન થકી વસો દૂર જઈ, સમજુવિરને એ શીખ કહી;
પૂર્વ સંબંધે આવી મલે તો, રહેવું મૌનવ્રત લઈ રે. ટેક.

વિષયાનંદી રસીયાં સાથે, ગોષ્ઠી કરવી નહિ;
ભજનાનંદમાં ભંગ કરે છે, એમની એ બુરાઈ રે.
દુર્જન ૧

જેમ મણ નીરમાં પાશેર દૂધનું, નિકળશે શું મહી;
ઝાઝારે ઘુતમાં એક અંગારો, તુરત જાવે બુઝાઈ રે.
દુર્જન ૨

એવાંના સંગથી એવી અફળતા, ઉલટુ જાયે ખોવાઈ;
માટે વાળું છું વિરાજી મારા, ચેતી ચાલવું સદાઈ રે.
દુર્જન ૩

એમની વાતો એમના સરખી, ભરી હુંપદ મમતાઈ;
ધન યૌવનનું જોર જણાવે, જાણે વૃષભના ભાઈ રે.
દુર્જન ૪

જ્યારે બેસે ત્યાં બોલે મતંગા, જણવે વાક્ ચતુરાઈ;
રાગ રાગણીયો ગાતારે હીંડે, રજોગુણી બળ લઈ રે.
દુર્જન ૫

રાજસ ગુણથી ઓઢવાં પહેરવાં, નાચવાં તાંને ભરાઈ;
તેની પુઠેં તામસ ગુણ ઉભો, કરવાને ઝઘડાઈ રે.
દુર્જન ૬

તમોગુણ એ નર્કનું બારૂં, આગળ આવી ખાઈ;
વિષયાનંદી ત્યાં રે જવાના, માટે ત્યજો સંગ તાઈ રે.
દુર્જન ૭



પરમારથથી બોધ કરો તો, તાવો કુંદન કસણાઈ;
કસોટી કરતાં રંગ જાએ તો, ઘાટ બનાવવો નહિ રે.
દુર્જન ૮

સાત્ત્વિક ગુણી સંતનો કાયદો, સાકુટ જાણે નહિ;
શ્વાન ખર સરખા અબુઝય પ્રાણી, માને ના સંતની દવાઈ રે.
દુર્જન ૯

કુસંગ છોડી સંતને સેવો, સદા પરમ સુખદાઈ;
**બાલકૃષ્ણ** ગુરૂગમમાં શમતાં, ઝરે અમૃત ઝરણાઈ રે.
દુર્જન ૧૦

## પદ ૮

જીવને આશા ઉમેદ બહુ થઈ, ભવમાં રહ્યા તેણે ભ્રમાઈ. ટેક.

કોઈ જાણે હું લખપતિ થાઉ, વળી કળા કુશળઈ;
વેદ વ્યાકરણ યાજ્ઞીકી ભણી, જણવું વિદ્વતાઈ રે.
જીવને ૧

જોતો નથી જે જાવું પડશે, શીદ મરૂ અફળાઈ;
અહીંનુ ડહાપણ અહીંયાં રહેશે, નથી લેખાનું ત્યાં હીરે.
જીવને ૨

ભણી ગણીને ડહાપણ ડોળ્યું, તેમાં ગયુ વિઘરાઈ;
નિજ રૂપનો નિર્ણય નહિ જોયો, રહ્યા કર્મ ધર્મ સાહીરે.
જીવને ૩

મનુ સ્મૃતિમાં ભક્તિ ક્રમનાં, બાંધ્યાં વરસ નિમાઈ;
આ તનુ ભંગ થાશે નિયમ વિના તો, મર્મ રહેશો ક્યારે પાઈ રે.
જીવને ૪





ક્ષણભંગુર આ તન તક્તા પર, ભારે બોજ ભરાઈ;
છેલ્લા શ્રમની દીક્ષા લગીતો, વાગશે કાળની ઘઈ રે.
જીવને ૫

કેમ જાણ્યું ત્યાં લગી મનુષ્યા, રહેશે જતમત ભાઈ;
તનના ત્યાગી મનના રાગી, કરે અનેક અવળાઈ રે.
જીવને ૬

પક્ષાતિતનો લક્ષ લેવાને, નથી કાંઈ અંતરાઈ;
ચતુર વરણમાં ભક્ત થયા તે, સબળ લક્ષણા લઈ રે.
જીવને ૭

પરમ વિવેકી ગુરૂની ગતિએ; પળમાં આવે પ્રભુતાઈ;
આપનું આપ પતિમાં અર્પે, જેમ સિંધુમાં સરિતાઈ રે.
જીવને ૮

અભેદ બુદ્ધિએ આત્મ શુદ્ધિએ, સમદ્રષ્ટિ થઈ ગઈ;
**બાલકૃષ્ણ** અદ્વૈત મત વંતની, સંત ગાવે વધાઈ રે.
જીવને ૯

## પદ ૯

જુઓને ગુરૂ મુખી ગમ ગઈ, જીવની વરણ મુખી બુદ્ધિ થઈ. ટેક.
જે જે વરણમાં જન્મ ધર્યો ત્યાં, ગુરૂ વળ્યા વિંટાઈ;
વરણા વરણનાં વેગ ભરેલાં, સંભવીત શાસ્ત્રો ગાઈ રે.
જુઓને ૧





સાક્ષીની સન્મુખતા જાતાં, કરી વરણ ઈતરાઈ;
આત્મ અર્કનો કીરણ પ્રભાવતે, હું પદ રાહુએ છવાઈ રે.
જુઓને ૨

શ્રોત કે સ્માર્તક પક્ષમાં પેસી, ઉપલે તન ઠઠવાઈ;
સોહમ્ અજંપા માળા ત્યજી, ધારી રૂદ્રાક્ષ કે વૃંદાઈ રે.
જુઓને ૩

તત્ત્વ માયા ગુણ જ્યોતિની હદમાં, કરી રહ્યા ચતુરાઈ;
બેહદ અનહદ આત્મ હરિની, તેથી રહી ભિન્નતાઈ રે.
જુઓને ૪

તિવ્ર વૈરાગની ભસ્મ ભુલી, કરી કાષ્ટાદિક વિભુતાઈ;
એકાગ્રતા નિવૃત્યના નાસ્તિક, રહ્યા ત્રિપુંડ ઉર્ધ્વ સાહી રે.
જુઓને ૫

હરામ હિંગ ને લંપટ લસણ, વળી કબુદ્ધિ ક્રષ્ના પાઈ;
મત માઝમને મદ મદીરા પાઈ, દેખાવતા સ્વચ્છતાઈ રે.
જુઓને ૬

મોહ સાગરમાં મહાલી રહ્યા રે, તિર્થોદક બહુ નાહી;
ત્રિવેણી સંગમ સ્નાન સુચીનું, ભાન વિના ભ્રમાઈ રે.
જુઓને ૭

અંતઃકરણની વેદી વિના, બ્રહ્મ અગ્નિ જગતો નહિ;
કામક્રોધાદિક કાષ્ટ રાખીશું, બ્રહ્મ યજ્ઞ કરવાઈ રે.
જુઓને ૮

બ્રહ્મ યજ્ઞ કોઈ વિરલ કરશે, સદ્ગુરૂની ગમ પાઈ;
આદ્ય પુરૂષ આચાર્જીએ ચાલી, પ્રણવ ધુન ગગનાઈ રે.
જુઓને ૯



ગગન ગુહામાં ગેબ થયો, તવપૂર્ણ યજ્ઞ વિધિ થઈ;
અધરામૃત અજર રસ પીને, યોગી બ્રહ્મ સ્વરૂપાઈ રે.
જુઓને ૧૦

એથી આગળ પરમ લક્ષણા, કૈવલપતિ સર્વદાઈ;
**બાલકૃષ્ણ** સોઈ સિદ્ધ કરવાને, રહ્યો ગુરૂમુખ થઈ રે.
જુઓને ૧૧

## પદ ૧૦

જુઓને જગ જીવની જડતાઈ, દંભે દંભની ખુબ ચલાઈ;
કર્મ જોઈએ તો કાગના સરખાં, બાહેર બેસે હંસ થઈ રે. ટેક.

શત્રુ દાવાના સંકલ્પ ઉરમાં, મુખથી બોલે ભલાઈ,
દગાબાદીએ દુષ્ટ જનોથી, ડરવું સજ્જન સદાઈ રે. જુઓને ૧

ડગલે ડગલે દંભ ચલાવે, દંભે ઉમ્મર ગુમાઈ;
તિલક માળા ધરે જરા જેમ, ખરને ખાખ લપટાઈ રે. જુઓને ૨

ખુણે પેસીને ખોટારે વર્તે, બહાર જણવે ભક્તાઈ;
ઈશ્વરને તો ઓથે મૂકી દે, જાણે જોતુ કોઈ નહી રે. જુઓન ૩

સાક્ષીને સન્મુખ નવ જોતો, કુડથી કરે કમાઈ;
રેણી કેણીમાં ફરક પાડીને, સ્વારથ સુખની સહી રે. જુઓને ૪

પરમારથને પુંઠ દેનારો, જાણે મરીશ હું નહિ;
અન્યને મરતાં શોક ધરે, પણ પોતે બીહીવું છે કંઈ રે. જુઓને ૫

પોતાનું કુટુબં મન ગુણાદિક, નાખે છે નર્કની મહી;
તેનો ધોખો ધરે નહિ શું, પરની ચોકો પડાઈ રે. જુઓને ૬

આત્મહત્યારી ભવોભવ ભટક્યો, હજુભટકશે કંઈ;
આપનું આપ ભુલીને ભમીયા, જીવદશાને લઈરે. જુઓને ૭



ખટઉરમીના તાપે તપીને, શોકમાં રહ્યા સમાઈ;
કાળ ઉપર કંઈ નવ ચાલ્યું ત્યારે, રડવાની ગેંડ રહીરે. જુઓને ૮

હરિ ચરણનો આનંદ ઉત્સવ, લાગે વિષ સમતાઈ;
**બાલકૃષ્ણ** એવા દગ્ધ દીલોના, જીવન ધિક્ક જીવતાઈ રે. જુઓને ૯

## પદ ૧૧

જુઓને આ યુગના બાવા, ત્યાગ લઈ શું થાઓ આહાવા. ટેક.
ગ્રહ કુટું પરીવાર ને ત્યાગ્યો, રમતા રામ થાવા;
ધન દારા વૈભવને છોડ્યો, ભિક્ષા મંગ ખાવારે. જુઓને ૧
સગાં સહોદર સર્વે છોડ્યાં, ગુરૂ શરણે જાવા;
સ્થુલ સૂક્ષ્મ ને કારણ તનના, કરવા ને દાવારે. જુઓને ૨
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિમાં, મિથ્યા મત વહાવા;
તુર્યાતિતના સુખના કાજે, વૈરાગ તો લાવ્યા રે. જુઓને ૩
લીલાં પીળાં ને લાલ રંગીલાં, વસ્ત્ર દીધાં જાવા;
ઘાટ ઘરેણાં સર્વ ત્યજ્યાં, નહિ સુવર્ણ સમ ખાવારે. જુઓને ૪
ડંડ કમંડળ હાથ ગ્રહ્યાંને, ભગવો ભેખ લાવ્યા;
અલખ આસરે ચાલી નિશરીયા, શિર મુંડ કરાવારે. જુઓને ૫
તનમનથી ત્રિગુણી ત્યાગી, નિર્ગુણપદ પાવા;
વેદ વ્યાકરણની વિદ્યા ભણતાં,અહંમેવમાં આવ્યા રે. જુઓને ૬
કોણ મારાથી અન્ય છે મોટો, કેમ દેઉ મનાવા;
વરણમુખી થઈ વરણ વખાણે, અમે ઉત્તમ આહાવારે. જુઓને ૭
મારૂં તારૂં માની બેઠા, ઠીક હું પદ લાવ્યા;
આપ સરખા કોઈ ને નવ દેખે, જુઓ નિર્ગુણી બાવારે. જુઓને ૮
વિદ્યા ધન દારા કીર્તિ બળ, કુટુંબ મૂળ માયા;
ત્યાગી થતાં ત્યાગ કર્યાં તે, ફેર ક્યાંથી લાવ્યા રે. જુઓને ૯





ઉદર પોષણ ને કીર્તિ કાજે, લાગે અફળાવા;
નિવૃત્તિને નાતરે દઈ, રહ્યા પ્રવૃત્તિને સાહાવારે. જુઓને ૧૦

પ્રાપ્ત પ્રવૃત્તિ ત્યાગ કરી, ને ભોગ ફરી ભાવ્યા;
જે સ્વપ્ને નહિ ત્યાં સાક્ષ થાઓ, ત્યારે કેવા મૂર્ખ ડાહ્યા રે. જુઓને ૧૧

જે ત્યાગ્યુ તે સર્વે લીધું, સંસાર સુખ લાહાવા;
વમન અન્ન વદને કેમ આવે, જેને શિર સાચા ગુરુ દાવા રે.
જુઓને ૧૨

સતી સેવક જો ભિક્ષા આપે, રોટી શાક પાવા;
મિષ્ટાન્નની તો વાટ જુએ છે, કેમ નહિ લાવ્યા રે. જુઓને ૧૩

નથી દક્ષિણા ભોજન પુંઠે, તો શીદ બોલાવ્યા;
તેડવા પછીથી તોલ ન રાખો, એ દરબમાં ન્યાયારે. જુઓને ૧૪

પાળે પોષે ત્યાં લગી ઇંદ્રિયો, કહે છે આનંદ વાહવા;
ભાવના કરતાં ભૂખ્યા રહે તો, જાણે લાગ્યા પ્રજાવારે. જુઓને ૧૫

શાન્ત વચને ગુરૂ સેવા કરાવવા, બોલે થઈ ડાહ્યા;
મનગમતુ જો મલે નહિ તો, નેત્રે વહિન વરસાવ્યારે. જુઓને ૧૬

સાધુ પુરૂષને સંકટ લાવે, ભય વચની બાવા;
સંત સમાગમના સુખ સાટે, કરે ગર્જના ખાવારે. જુઓને ૧૭

વૃત્તિ આતો વિશ્વે વળગી, કરે ત્રિગુણી કાવા;
અંતર પેચમાં ઉંડા રમો ત્યારે, શાના સંત દાવારે. જુઓને ૧૮

અહંબ્રહ્મ ખલ્વિંદ કહાવો, અયં મમેતિ દાવા;
છેક ભૂમિનું આસન છોડી, શું જાઓ ભટકાવારે. જુઓને ૧૯

નિવૃત્ત દશામાં નહિ રહ્યા તો, મલ્યું આ પદ ગાવા;
પ્રવૃત્તિમાં પડ્યા સંત જો, **બાલકૃષ્ણ** આહાવારે. જુઓને ૨૦



# મિશ્ર પદ

## પદ ૧

(રાગ - ફેર)

પારકી શીદ પડીરે, જીવ તું તારૂં સંભાળ;
શુદ્ધ વિચારી વિવેક દ્વારે, વૃત્તિને ભાઈ વાળ...ટેક.

પોતે મરવું પોતે ડરવું, પોતાને શિર કાળ;
એ જોખમ તો જોતા નથી, શું પરને પાડો ફાળ. પારકી. ૧

પોતે દંભ કપટમાં રહીને, પરને મુક્તા આળ;
સામાને શિખામણ દેતા, પોતે થયા શું ન્યાલ. પારકી. ૨

પરદોષોનો દૃષ્ટા મેટી, ગુરૂગમમાં ચિત્ત ગાળ;
શુભ રેણીયે સદા રહીને, નિજ રૂપને નિહાળ્ય. પારકી. ૩

આત્મ પ્રતીતિ અંતર આણી, પરમાત્મા પદ ઝાલ્ય;
મન કર્મ વચને સાચ હશે તો, ઝખ મારેગો કાળ. પારકી. ૪

તે કરવામાં વિઘ્ન કરતાં, આવરણો સૌ ખાળ;
ભક્તિનો તે ભંગ કરે છે, જેમ દારૂ અંગાળ. પારકી. ૫

શબ્દાદીક શસ્ત્રોએ ખેદી, તનમન કર્યું બેહાલ;
જીવન તારૂ બચાવી લેવા, ધર્મ ગુરૂપદની ઢાલ. પારકી. ૬

પરમાદીની આશા રાખે, કાયર જન નિર્માલ્ય;
સતી શૂરા હરિજનને હૃદયે, રહે છે અહોનિશ હાલ. પારકી. ૭

ભૂત સાધક કાયરની ઓથે, નવ રહીયે અજમાલ;
સત્ય ભક્તિ નિર્ભયતા રાખી, **બાલકૃષ્ણ** તું મહાલ્ય. પારકી. ૮



## પદ ૨

(માયા મલી છે તને મારવા-એ રાગ)

મિથ્યા માયાને શું માણી, જોને આ જીવ, મિથ્યા માયાને. ટેક.

સંસારનું સુખ સ્વપ્નના સરખું;
જો ના જાણો તો લ્યો જાણી. જોને ઓ જીવ. ૧

સંત વિનાનું સગું સહોદર રે;
અંતે કરે છે ધુળ ધાણી. જોને ઓ જીવ. ૨

બાળ યૌવન ને વૃદ્ધા વંઠેરે,
જેમ રંગ પતંગ ખુએ પાણી. જોને ઓ જીવ. ૩

આત્મ નિવેદન વિનાને કર્મેરે;
પીલઈ મરીશ ફરી ઘાણી. જોને ઓ જીવ. ૪

શબ્દાદિક વિષયો વિષ સરખારે;
લેશે જીવન તારું તાણી. જોને ઓ જીવ. ૫

અભ્રકળા આતસબાજી વત્રે;
ના રહે આવરણ એંધાણી. જોને ઓ જીવ. ૬

આ ભવ તે ભ્રાંતિમાં મૂકોરે;
સદ્ગુરુની ગમ આણી. જોને ઓ જીવ. ૭

સત્યાસત્ય તે ગુરુ જણાવેરે;
ત્યારે લેશો પોતાનું જાણી. જોને ઓ જીવ. ૮

બાલકૃષ્ણ ગુરૂ ચરણ કમલમાંરે;
રહો આત્મ હરિને પ્રમાણી. જોને ઓ જીવ. ૯



## પદ 3

સંતની ગતિ છે ન્યારી, જુઓને ભાઈયો, સંતની ગતિ. ટેક.

ચક્ષુએ જોયાનું સિદ્ધાન્ત નહિ લે;
એ તો અક્ષય આત્મ વહેવારી. જુઓને ૧

નિજ રૂપ નરખી પ્રભુને પરખી,
સોહંગ સંગ એક તારી. જુઓને ૨

ખાન પાન કરતા સૌ સંગ ફરતા,
સુરતા શમે પરાપારી. જુઓને ૩

કરૂણાની દૃષ્ટિ કોમળ વચનથી;
અનુભવ વાણી ઉચ્ચારી. જુઓને ૪

ક્રોધાવેશ તો લેશ નહિ જેને;
કરે જ્ઞાન ગંભીર ગુણ ધારી. જુઓને ૫

કઠોર હૈયાના દુર્જનનું મન;
વચને કરે છે વારી વારી. જુઓને ૬

રેણીમાં શૂરા ને ગતિમાં પૂરા;
એવા સંતથી હોય સુખકારી. જુઓને ૭

ધ્યાનમાં ધીરા ને વાણીમાં શીળા;
એ તો પરમારથ વેપારી. જુઓને ૮

**બાલકૃષ્ણ** એવા સંત મલે તો,
તન મન પ્રાણ જાઉં વારી. જુઓને ૯

## પદ ૪

ભક્ત થયા તે પ્રમાણ, જુઓને ભાઈયો, ભક્ત થયા,
કરે સિદ્ધાન્તનું સમાધાન, જુઓને ભાઈયો, ભક્ત થયા. ટેક.

સંત સેવા શુદ્ધ ભાવે કરે છે;
તમ મન ધન કુરબાન. જુઓને. ૧
ગુરુના વચને હાર્યો ને દોર્યો;
જેમ વાગ્યું હૃદયમાં બાણ. જુઓને ૨
મિથ્યાભિમાનને મનથી ત્યાગે;
એક રાખે તે જ્ઞાન અભિમાન. જુઓને ૩
ગૃહસ્થિના ભોગનો અભાવ રાખી,
વરતે વહેવારની છાણ. જુઓને ૪
ચંદ્ર ચકોરવત્ ગુરૂ શિષ્ય નાતું;
તે ભક્ત પામે ભગવાન. જુઓને ૫
દયા દીનતા દાસપણે જગતમાં;
થાએ ભકતનાં વખાણ. જુઓને ૬
જીવ શિવનો સૌ સાર સમજીને;
કરે કૈવલ કર્તા પ્રમાણ. જુઓને ૭
સંકલ્પમાં સૌ સૃષ્ટિ બનાવી;
લક્ષ ચોરાસી ચોખાણ. જુઓને ૮
એ સર્વાતિત સર્વેશ્વર જાણ્યા,
ત્યારે ભક્તિ કરવી પ્રમાણ. જુઓને ૯
શ્રીમંત્ કુવેર ગુરુ તે લક્ષ આપે;
**બાલકૃષ્ણ** નિશ્ચેકરી જાણ. જુઓને ૧૦



## પદ ૫

સંસાર સાર નહિ દુજો, ગુરૂવિના સંસાર સાર નહિ દુજો. ટેક.

ઉતઈત જીતતિત જ્યારે જોઉ ત્યાં;
કર્મના કીચમાં પડુજો. ગુરૂવિના. ૧

પરમ ગતિવંત ગુરૂને પરખી;
નિજ પતિપદને બુજો. ગુરૂવિના. ૨

સંસાર સાગર માયા જળે ભરાયો;
મોહે તૃષ્ણા તુરંગનો મોજો. ગુરૂવિના. ૩

કામ ક્રોધ મચ્છ કચ્છ મોહ મગર છે;
વળી ત્રિગુણી ભ્રમણ સહુજો. ગુરૂવિના. ૪

ઈંદ્રિ ઈશક વિષયાનંદ જાળે;
વાસના વિટાણી અંગતુજો. ગુરૂવિના. ૫

પ્રબલીત દુઃખનો પોકાર સુણીને;
લાવ્યા નાવ નિજ ગતી નુજો. ગુરૂવિના. ૬

સુરતારે રૂપી શઢને વેગે;
નુરતાની પાળે ચઢુ જો. ગુરૂવિના. ૭

હું ભાન ભુલેલ ખાર સાગરથી;
તે ગુરૂ વચને ગમ સુઝ્યો. ગુરૂવિના. ૮

ધન્ય ધન્ય ગુરૂશ્રી આદ્ય અંકુરે,
સમર્થ શરણે મલુજો. ગુરૂવિના. ૯

**બાલકૃષ્ણ** કહે ગુરૂ નારાયણ પ્રતાપે;
શ્રીમંત્ કુવેર ગતિ બુજ્યો. ગુરૂવિના. ૧૦



## પદ ૬

સમદ્રષ્ટિએ જોયું, જાગીને મેં તો સમદ્રષ્ટિએ જોયું;
ગુરૂ ચરણકમળે ચિત્ત પ્રોયું, જાગીને મેંતો......ટેક.

જોગી જંગમના મત છે જુદા;
જેણે કર્મ ને ધર્મ વલોયું. જાગીને મેં તો. ૧

તિર્થ ને વૃતમાં પ્રતિત જીવોને;
તેણે અંતરનું પાપ શું ધોયું. જાગીને મેં તો. ૨

જપ તપ યજ્ઞ યાગ સિદ્ધિ સાધી;
તેણે આત્માનું મહાત્મ્ય ન જોયું. જાગીને મેં તો. ૩

દાન પૂણ્ય ને દર્શન વિધિ ઝાંખી;
તે પુનરૂપી ફળમાં મોહ્યું. જાગીને મેં તો. ૪

સગુણ જાણીને મૂર્તિ માણી;
શું ચિત્ર ગાયનું દૂધ દોહ્યું. જાગીને મેં તો. ૫

પંચે તત્ત્વોનો તોલ તપાસ્યો;
તેથી ચૈતન્ય ભિન્ન જોયું. જાગીને મેં તો. ૬

મન ગુણ ઈંદ્રિ કોશને વૃત્તિ;
તે હંસથી સજીવન હોયું. જાગીને મેં તો. ૭

અકાર ઉકાર ને મકાર ધ્વનિતે;
આત્મ ગયે ચુપ હોયું. જાગીને મેં તો. ૮

બાહ્ય અંતરમાં ચૈતન્ય વ્યાપક;
તે હંસ વિના શૂન્ય સમોયું. જાગીને મેં તો. ૯.



સૂક્ષ્મ મહત્ પ્રાણ અંશ ગયે વિલમે;
આપો આપ ચાલે નહિ કોહુ. જાગીને મેં તો. ૧૦

આત્મ વિના કોઈ મહાત્મ માને તો;
શુષ્ક જ્ઞાનનું ચિન્હ જોયું. જાગીને મેં તો. ૧૧

આત્મ વિના ધ્યાન કર્મ સાધન તે;
મહી ત્યજી તક્ર વલોયું. જાગીને મેં તો. ૧૨

સકલ તને પ્રતિબિંબ રૂપ અંશા;
તેના દ્રષ્ટા કૈવલ સર્વ કોયું. જાગીને મેં તો. ૧૩

અંશ અંશી એકતાએ રહીને;
કરે તત્ત્વો ચૈતન્ય સમોયું. જાગીને મેં તો. ૧૪

નિગમે નેતિ તો તેની કહી છે;
સ્વામિ કુવેરે કૈવલ નિર્ણેયું. જાગીને મેં તો. ૧૫

કહે **બાલકૃષ્ણ** એ સદ્ગુરૂ ગતિયે;
પ્રગટ જ્ઞાન બીજ બોહ્યું. જાગીને મેં તો. ૧૬

## પદ ૭

પડ્યો પ્રવૃત્તિના પાસમાં, પ્રાણીયો પડ્યો પ્રવૃત્તિના પાસમાં;
એનું અંતે જવાનું વિનાશમાં, પ્રાણીયો પડ્યો પ્રવૃત્તિના....ટેક.

ખાનપાન ભોગ બહુ જોઈયે રંગીલા,
ન ચાલે કદીયે વિલાસમાં. પ્રાણીયો પડ્યો. ૧

ગર્ભે સમાયોને ઘરમાં ન માયો;
જોઈયે હવેલીયો વિકાસમાં. પ્રાણીયો પડ્યો. ૨



પરિવારની બહુ પુષ્ટિ દેખીને;
ફૂલ્યો ઉમંગી ઉલ્લાસમાં. પ્રાણીયો પડ્યો. ૩

જોઈ રે તેવું વિત્ત ક્યાંથી મલે નિત્ય;
તો રહે મન ઉદાસમાં. પ્રાણીયો પડ્યો. ૪

જીવન જોખમકારી ઝેર પીવે છે;
શું થાશે એક ગ્લાસમાં. પ્રાણીયો પડ્યો. ૫

કપુર બરાસ સ્વભાવે ઉડે તેમ;
સ્વપ્નવત્ ખેલ ખલાસમાં. પ્રાણીયો પડ્યો. ૬

વ્યવહાર કારમાં વિંધાયો પુરણ;
ઘડીયે ન ગઈ નવરાશમાં. પ્રાણીયો પડ્યો. ૭

દંભ દગો છળ બળ કપટમાં;
ગાળ્યું જીવન ઘણા ત્રાસમાં. પ્રાણીયો પડ્યો. ૮

સંતોષ શાન્તિ સ્વપ્ને ન દેખી;
ધીકે અગ્નિ જેમ ઘાસમાં. પ્રાણીયો પડ્યો. ૯

અતિ દુઃખથી દુર્બળતા સેવી;
નાખે નિશાસો શ્વાસમાં. પ્રાણીયો પડ્યો. ૧૦

ભજન રેણી વિણ જે ગણે કમાયા;
તેનું કાત્યું રહેવાનું કપાસમાં. પ્રાણીયો પડ્યો. ૧૧

પરવશ પડીને જગમાં ડોલે છે;
જેમ ઘુમે રવૈયો છાશમાં. પ્રાણીયો પડ્યો. ૧૨

મદાંધ માયા રસમાં મોહાયો;
ગુંગો ગોબર તણી બાસમાં. પ્રાણીયો પડ્યો. ૧૩



જેમ તેમ કરતાં જીવન ગુમાવ્યું;
કાળ તો ફરે છે તપાસમાં. પ્રાણીયો પડ્યો. ૧૪

**બાલકૃષ્ણ** જંજાળ જાળ પોતાની;
પોતે માંડીને પડ્યો પાસમાં. પ્રાણીયો પડ્યો. ૧૫

## પદ ૮

(રાગ - ફેર)

કરો સંતની પક્ષ બહુ સારી રે, હું જાઉં વારી.
સંગત સંગતમાં સુખ ઘણેરૂં,
દુઃખ જાયે સૌ હારી રે. હો બલિહારી. કરો સંતની. ૧

સંત સંગતથી શુદ્ધ ગતિ છે,
આવ્રણ લે ઉતારી રે, હું જાઉં વારી,
સંત સંગત તો છે રે રંગીલી,
આનંદ મંગલકારી રે. હો બલિહારી. કરો. ૨

સંત નીજ ગતિયે સંત બનાવે,
કરે સાધક સિદ્ધ અધિકારી રે; હું જાઉં વારી
સંતની ગતિનો અમૃત પ્યાલો,
પીએ તે કોઈ પ્રેમ વારીરે. હો બલિ. ૩

સંતના સંગમાં શાન્તિરે દાવો,
ત્રિવિધ તાપ જાય હારી રે; હું જાઉં.
સંતતો જન્મ મરણ ભય ભાગે,
અમૃતદાન દાતારી રે. હો બલિ. ૪

સંતની આણ્ય સૌ લોકમાં રે ચાલે,
ક્ષર અક્ષરથી ન્યારી રે; હું જાઉં.



અક્ષર રૂપે આપ રહીને,
જોડે અક્ષરાતિત શું તાળી રે. હો બલિ. ૫

સંતની દ્રષ્ટિ કરૂણાની લહેરી,
શરણે આવ્યાને લે તારી રે; હું જાઉં.
સંત સેવાથી સંશય ભાગે,
સંદેહ નહિ લગારી રે. હો બલિ. ૬

સંત સૂર્ય તણી કીરણો કરૂણા,
હરે તિમિર અંધારી રે; હું જાઉં.
કિરણો પ્રસારીને અંધ રહે તો,
ગણો ઘુવડ અવતારીરે. હો બલિ. ૭

સંત તણી રત વસંત સરીખી,
ખીલે છે ભાર અઢારી રે; હું જાઉં.
કેરડાના વૃક્ષને વસંત કરે શું,
નહિ આરત લગારી રે. હો બલિ. ૮

શરદ પુનમ મધ્ય નિશાની વૃષ્ટિ,
સંત વચન લો ધારી રે; હું જાઉં.
શૂન્ય છીપ વિષે ખીપે ન મોતી,
અવસર જાય અકારી રે. હો બલિ. ૯

નિગમે અગમ કહી નેતિ પોકારી,
તે સંતે સુગમ કરી ભારી રે; હું જાઉં.
સંતની ઉપમા કહીયે અનુપમ,
**બાલકૃષ્ણ** જાઉ વારી રે. હો બલિ. ૧૦



## પદ ૯

તને સંત સમાગમ ક્યાંથી રે, હો નિર્ભાગી;
મનનો મેલ તેં મનથી ન મૂક્યો;
તને કાળુ ઘેર્યો મૂળમાંથી રે. જો જાગી...તને સંત. ૧

સંતના કુળને શત્રુરે માની,
શું નિંદાની લહે લાગી રે; હો નિર્ભાગી.

પરમારથી ગુરૂ નહિ પરખ્યા,
થયો સ્વારથ સોહાગી રે. જો જાગી. ૨

આ સકલ સમૃદ્ધિ હરિ ઈચ્છાયે,
નથી તારૂં જો જાગી રે; નિર્ભાગી.
ગોબરની ગંધ તને ગક્ષ છે,
મિથ્યા ફૂલ્યો જેમ ફાગીરે. જો જાગી. ૩

વિશ્વ બગીચો જેણે બનાવ્યો,
જોયો નહિ તેં બાગીરે; હો નિર્ભાગી.
ક્યાંથી રે આવ્યો ને ક્યાંરે જવું છે,
કોણ તું તે તો ત્યાગી રે. જો જાગી. ૪

જોરે ચેતું તો ચેતીશ વહેલો,
કબુધ કઠોરતા ત્યાગી રે; હો નિર્ભાગી.
શાણારે થાઓને સંતને સેવો,
માથે કાળ ઘઈ વાગીરે. જો જાગી. ૫

સંત દયાળુ મહાપદ આપી,
કરે પરમ વૈભાગી રે; હો નિર્ભાગી.
જેમ કુપ જળ શેરડીમાં રે પેસી,
મુલ્ય પામે સોહાગી રે. જો જાગી. ૬



તેમ આ ભવ કુપમાં ભરાયો,
થાને ગુરૂપદ ગ્રહાગી રે; હો નિર્ભાગી.
**બાલકૃષ્ણ** લોહ પારસ મલે તો,
થઈ જાઓ બડભાંગી રે. જો જાગી. ૭

# ધુન્ય પદ

## પદ ૧

(રાગ ધુન)

હરિ ભજનમાં હરદમ રહીને, શુદ્ધ મારગડે ચાલો રે;
જન્મ મરણનું જોખમ ભાગે, પીવોને અમૃત પ્યાલો રે.
ટેક.

અમૃત પ્યાલો મહામત બાલો, સમદમ સાધન વાળો રે;
આત્મ જ્ઞાન પ્રેમ રસનો પૂરણ, સદા ભર્યો નહિ ઠાલો રે.
હરિ ભજનમાં. ૧

અમૃતપાન કરવા કોય પ્રેમી, સંત સમાગમ ઝાલો રે;
આપનુ આપ ખોજો તનમાંહી, થઈને હરિનો લાલો રે.
હરિ ભજનમાં. ૨

હરિ ભજનથી હોય નિસ્તારા, અવર ભ્રાંતિ સૌ ટાળો રે;
તિવ્ર ત્યાગ વૈરાગ આવતાં, મિથ્યા સુખ નહિ માહાલો રે.
હરિ ભજનમાં. ૩

નવધા સહિત પ્રેમ શિર સાધન, આપ પતિને નિહાળો રે;
**બાલકૃષ્ણ** શુદ્ધ ગુરૂગમ મલતાં, હુંપણું તુહીમાં ગાળો રે.
હરિ ભજનમાં. ૪



## પદ ૨

હરિ ભજન વિના શું ફરતો, કરતો સ્વારથ યાંહાંનો રે;
અહીંનું માન્યું અહીંયાં રહેશે, નહિ સાથી કોઈ ત્યાંનો રે. ટેક.

બાળપણામાં તો શુદ્ધ બુદ્ધ નહોતી, શુભાશુભ વિનાનો રે;
જોબન વેળાએ યુવતી માની, ત્રિગુણ ફંદે ફસાનો રે.
હરિભજન. ૧

વિષય વાસના વશ થઈ વર્ત્યો, જુઠ્ઠુ સત્ય મનાનો રે;
સત્ય વસ્તુનો સંગ નવ કરતો, તે શીદ કહીયે દાંનો.
હરિભજન. ૨

જોબન ગયા પછી જરા આવશે, જશે નેણ દંત કાનો રે;
ગતિમતિ તો ઘેલીરે થાશે, પ્રભુ ભજીશ તું શાનોરે.
હરિભજન. ૩

એમ કરતાં આયુષ્ય વહી જાશે, મનુષ્યા રત્ન ગુમાનો રે;
**બાલકૃષ્ણ** હરિ ભજન વિનાએ, ઉચ પણ નિચ સમાનો રે.
હરિભજન. ૪





## પદ ૩

વૈષ્ણવ તે વીસનવના ઘરની, જાણે યથાર્થ રેણી રે;
જાણ્ય માણ્યમાં કાચું રહેતો, વૈષ્ણવ નામ એ કેણી રે. ટેક.

પાપ પ્રકૃતિને અન્ય માર્ગ, ત્યજતા તમો અમે નીરે;
મલીન મનનો સંકલ્પ છોડી, તિર્થ કરે ત્રિવેણી રે. વૈષ્ણવ. ૧

સખી ભાવે સાક્ષિને ભજતા, પ્રેમ અધ્યાત્મક શ્રેણી રે;
પરનારીને જાણે જનેતા, નાની એ સૌ બેનીરે. વૈષ્ણવ. ૨

પર નિંદા પર દ્રોહથી ડરતા, શાન્ત વચનથી કેણી રે;
ધર્મધુરંધર ઈષ્ટ ઉપાસે, કેણીથી બહુ રેણીરે. વૈષ્ણવ. ૩

અપાર ગતિનો વેપાર ચલાવી, કરે કમાઈ લાખેણી રે;
સત્ય ધર્મનું વ્રત પાળે છે, નિગ્રહ ઈંદ્રિ એનીરે. વૈષ્ણવ. ૪

અહીંની વંશ ન થાય તે વૈષ્ણવ, નિજાત્મપદ ચીનીરે;
પરમાત્માની પૂર્ણ જાણે તો, વૈષ્ણવ છાપતો તેનીરે. વૈષ્ણવ. ૫

વિષવાદ કરતા નહિ તે વૈષ્ણવ, વૃત્તિ નહિ વિષયેની રે;
વૈષ્ણવ પર પ્રીતિ બહુ રાખે, **બાલકૃષ્ણ** જય તેનીરે. વૈષ્ણવ. ૬





# ગરબી પદ

## પદ ૧

(રાગ - ગરબી)

બ્રહ્મરસ ભરીયોરે હો દરીયો, સચરાચર શૂન્યમાં વિસ્તરીયો. ૧
અન્યથા કર્તૂમથીરે હો ઉપન્યો, સંકલ્પમાં આદી બ્રહ્મ સર્જયો. ૨
કરૂણાસિંધુ મયરે હો લહેરી, વ્યષ્ટી કારણ વૃત્તિ પ્રેરી. ૩
તત્ત્વ સમૃદ્ધિનોરે હો સ્વામિ, અદ્વૈત બ્રહ્મ બન્યો બહુનામી. ૪
શ્રી હ્રીં શક્તિનો રે હો સંગી, અનુક્રમે બનીયો બહુ રંગી. ૫
બ્રહ્મ માયાનું રે હો જોડું, ભવ બિજક વિસ્તરીયું પ્રૌઢુ. ૬
પ્રણવ સ્વરૂપેરે પ્રસરાયો, ત્રિગુણ બળે ૐકાર ઉચરાયો. ૭
ઓહંગ સોહંગનીરે હો દોરી, પુરક કુંભક રેચકમાં જોડી. ૮
ચક્ર કમળમાંરે હો બંધાયો, અણુઅણુયે તનમય સંધાયો. ૯
વિષયવાસના રે હો વશવર્ત્યો, લક્ષ ચોરાસી તન પટ ધરતો. ૧૦
કોહમ્ કર્તાની રે હો ભુલ્યો, આવાગમન તે પહેલું ડુલ્યો. ૧૧
શુદ્ધ સ્વરૂપથી રે હો વિસરાયો, જીવભોગી માયાનો થાયો. ૧૨
જાણ માણ્ય જુક્તિ રે હો ઝાઝી, બ્રહ્મદશાની હાર્યો બાજી. ૧૩
પૂર્વ પ્રકાશિક રે હો ભાનુ, ઘુવડ ગતિએ રહ્યું તે છાનુ. ૧૪
અકળ વિભૂતિનો રે હો કર્તા, નિર્ગુણથી સગુણ ભવ ભરતા. ૧૫
કુલ કૈવલ છે રે હો બ્રહ્માંડે, તેમના અંશ વશીયા તન પિંડે. ૧૬
ઈંડ સૌ પિંડનો રે હો એકતારો, બ્રહ્મ સતંતર છે સંચારો. ૧૭
સોહમ્ વૃત્તિયે રે હો સુચવતા, કુલ કૈવલ નાટક નચવતા. ૧૮
આદ્ય મધ્ય અંતનો રે હો ખેલારી, **બાલકૃષ્ણ** કૈવલ ગતિ ન્યારી. ૧૯



## પદ ૨

(રાગ - ફેર)

સુરતા ચાલીરે સોહમ્ પદમાં શમવા,
શમવા શમવા શમવા, સુરતા ચાલી સોહમ્...ટેક.
ભવસાગર બહુ લાગ્યો છે ખારો;
સુરતા કરતી અગમ વિચારો,
મુક્ત મેવાને જમવા. સુરતા ચાલી રે. ૧

મુલચક્રે ગણપતિ સમરીયા;
મેરૂડંડ સમેરૂં કરીયા,
પ્રાણ પ્રણવને દમવા. સુરતા ચાલી રે. ૨

નાભિ થકી નારાયણ જાગ્યા,
ઉલટ ક્રિયા કરવા લાગ્યા;
કુંડળી સીધી કરવા. સુરતા ચાલી રે. ૩

પ્રેરક પ્રાણ નાભીયે પહોંચ્યો;
ૐકાર ધ્વનિયે ચાલ્યો ઉંચો,
અવિગતમાં નિર્ગમવા. સુરતા ચાલી રે. ૪

મન ઈંદ્રિનો નિગ્રહ કરતી,
પાંચ પચીસ મૂકી પ્રવૃત્તિ;
નવ રહેતી કંઈ ભમવા. સુરતા ચાલી રે. ૫

રાજસ તામસને વશ કીધા,
સત્ત્વ ગુણને સંગે લીધા;
નિર્ગુણી ભેદ ભણવા. સુરતા ચાલી રે. ૬

રવિ શશીનો રથ સ્થંભાવ્યો,
ત્રિવેણીમાં તાર મીલાવ્યો;
અગ્ર અણીમાં રમવા. સુરતા ચાલી રે. ૭

સંગમમાં નિર્મળ જળ નહાઈ,
મનકર્મ વચની દોષ બહાઈ;
બ્રહ્મ ખુમારી ખમવા. સુરતા ચાલી રે. ૮

પ્રેમ પોષાકો અંગે ધાર્યા,
શુભ રેણીનાં કુમકુમ સાર્યા;
પરમ પુરૂષને ગમવા. સુરતા ચાલી રે. ૯

પ્રણવ વેગે પાંચે ભેદી,
ખટ ચક્રને નાખ્યાં ખેદી;
બંકનાળે વિચરવા. સુરતા ચાલી રે. ૧૦

નવે દ્વારને નાખ્યાં ભીડી,
શૂન્ય મંડળની ચઢતી સીડી,
સૂક્ષ્મ ધ્વનિને ધમવા. સુરતા ચાલી રે. ૧૧

પ્રણવ અરણવ નાદે શમીયો;
ૐકારની હદમાં રમીયો,
લાગ્યું અમિરસ ઝમવા. સુરતા ચાલી રે. ૧૨

વિદ્યુતવત્ ચાલી ગગનમાં,
ખોલ્યું અનહદ દ્વાર મગનમાં;
પરમ પ્રકાશે રમવા. સુરતા ચાલી રે. ૧૩

મહાદ્ સૂન્યમાં જોયા મોરારી,
અતિ આતુરતા અંતર ધારી;
લાગી પીયુને નમવા. સુરતા ચાલી રે. ૧૪

સદાકાલ છે શૂન્ય નિવાસી,
નહિ નારી કે નર વિલાસી;
સુરતા ત્યાં રહી શમવા. સુરતા ચાલી રે. ૧૫

સુરત બની સાક્ષીના જેવી,
સિંધુમાં બિંદુગત તેવી;
**બાલકૃષ્ણ** નહી અન્યવા. સુરતા ચાલી રે. ૧૬

## પદ 3

હરદમ જાપ જપીલે ઘટમાં,
ઘટમાં ઘટમાં ઘટમાં, હરદમ જાપ જપીલે ઘટમાં–ટેક.

કોટી જન્મની ટાળી કુટેવો;
કરો કર્તવ્ય ઉલટમાં. હરદમ જાપ. ૧

વાક વાણીનો વેગ વાળીને,
જપો અજંપા હઠમાં, હરદમ જાપ. ૨

ઈંગલા પીંગલા ને સુક્ષ્મણા,
નહાવું ત્રિવેણી તટમાં. હરદમ જાપ. ૩

આસન બાંધી સુરતા સાંધી,
ધ્યાન ધરો ત્રિકુટમાં. હરદમ જાપ. ૪



શ્વાસો શ્વાસે સ્મરણ દોરી,
શમે ઉલટ સુલટમાં. હરદમ જાપ. ૫

પિંડ બ્રહ્માંડની મધ્યે સાક્ષી,
બેઠા સરોજ દ્વિષટમાં. હરદમ જાપ. ૬

પિંડ બ્રહ્માંડથી ન્યારા સ્વામિ,
કુલ કૈવલ છેવટમાં. હરદમ જાપ. ૭

**બાલકૃષ્ણ** ઉભયના યોગી;
ગુરુ કુવેર શૂન્ય મઠમાં. હરદમ જાપ. ૮

## પદ ૪

હરદમ જાપ જપી લે આજે,
આજે આજે આજે, હરદમ જાપ જપી લે આજે–ટેક.

દીન દયાળુ દયા કરીને,
સંત કહે છે તુજ કાજે. હરદમ. ૧

પ્રમાદમાં પુરા થઈ જાશો,
શિર પર જમરા ગાજે. હરદમ. ૨

શ્વાન સુક્કર ખરનું તન પામો,
શું લજવ્યો નહિ લાજે. હરદમ. ૩

સૌ સાધન વિનાના પ્રાણી,
છેક થવું નહિ છાજે. હરદમ. ૪

વિદ્યા ધન દારા સુત મિથ્યા,
મહા રાજાનું રાજ્યે. હરદમ. ૫





નહિ અહીંના નહિ ત્યાંના રહેશો,
અધવચ ગાડી ભાજે. હરદમ. ૬

માટે તૃષ્ણાનું પુર તરવું,
મનુષ્ય દેહને ઝાઝે. હરદમ. ૭

સાવધાન થઈને સાંભળવું,
અનહદ્ મોરલી વાજે. હરદમ. ૮

શૂન્ય તણા શિખરના વાસી,
સાક્ષી રૂપને સહાજે. હરદમ. ૯

**બાલકૃષ્ણ** સાધકનું સાધન,
શૂન્ય તણા સમાજે. હરદમ. ૧૦

## પદ ૫

અલ્યા રામ જેને રૂઠ્યા, તો શું કરે સગુ?
શું કરે સગુ રે તારૂ શું કરે સગુ?
અલ્યા રામ જેને રૂઠ્યા, તો શું કરે સગુ? ટેક.

શાને કરૂ શોચ કર્યું કર્મ લગ્યું;
અનિત્ય થઈ એકઠું તે અંતમાં જગ્યું. અલ્યા રામ. ૧

કાળે ઘેર્યો કોટ ભુંડા કર્મનો ઢગુ,
ભીંત બધી ભાગી તો ક્યાં પુરે બગુ. અલ્યા રામ. ૨

વ્યોમ પડ્યુ ભોમ્ય હવે કો દીશે ભગુ,
માઝા મુકી મહાદે શું સહાય દે લઘુ. અલ્યા રામ. ૩

પ્રાણ પડ્યો પડદે, શું વૈધનું વગુ,
કબજે થયા કાળને ક્યાં બહાર વળગુ. અલ્યા રામ. ૪





જાવું પોતે ઝખમાર સંગ નહિ અગુ,
મમતાયે મુવા તોય કહે નહિ ડગુ. અલ્યા રામ. ૫

દેવ ને દાનવ જાય વિહંગ પગુ,
જોતો નથી જીવ તુંતે અંધ કે ભૃગુ. અલ્યા રામ. ૬

ગુમાવીને જ્ઞાનમણી ભીખ ક્યાં મગુ,
**બાલકૃષ્ણ** બોલ્યા હવે, શું કરે સગુ. અલ્યા રામ. ૭

## પદ ૬

ઓ મનરે માલીક તારો તને નહિ હક,
આ તને નહિ હકરે તારો તને નહિ હક;
પ્રાણ ગયે નહિ રહુ રે પલક. ઓ મનરે. ૧

આ તન નથી તારૂ તેમાં શું થયો છક,
મિથ્યા એ માની ભજ સાચા અલખ. ઓ મનરે. ૨

આ લખીત તન પરપોટો ફુટે હક,
અલખ આત્માની શાનમાં રે ટક. ઓ મનરે. ૩

આત્મા ઓળખવાની જાય રૂડી તક,
આ મનુષ્યા તક ગયે મિથ્યા ખલક. ઓ મનરે. ૪

જુજ જીવનમાં શું જાદે કુમક,
ગુણ નથી ગાતો ખાઈ હરિનું નિમક. ઓ મનરે. ૫

માન ને ગુમાન મુકો વૈખરીની જક;
આયુષ્યનો અંક જાતાં કાલ આવે ભક. ઓ મનરે. ૬

યંત્રી તંત્રી વિદ્યા વેગી મહા ચક્ર,
ગુરુ ગમે સ્થિર નહિ તે મન તો મુરખ. ઓ મનરે. ૭





ભાડે કેરી ઓરડીનો તું ભાડુતી શક,
રહેવાને આપ્યું ત્યારે શું થયો માલીક. ઓ મનરે. ૮

જ્યાં સુધી રહો ત્યાં સુધી ભરો નિર્ક,
માથા ઉપર મોટી કાળ કેરી થર્ક. ઓ મનરે. ૯

મારુ તારુ મૂકી દઈને જોઈ વિચારી બક,
અંતે પરિતાપ લાગી બાળી કરે ખાખ. ઓ મનરે. ૧૦

જ્ઞાન દાવે નહિ મુકો તો મુકશો મારી ઝખ,
**બાલકૃષ્ણ** પ્રાણ ગયે, મિથ્યા છે મુલક. ઓ મનરે. ૧૧

## પદ ૭

હરે એને કોઈક મનાવો,
મારા મનને કોઈક મનાવો,
રખો એને કોઈએ સતાવો;
એને ચટકી દઈ ચેતાવોરે. એને કોઈક. ૧

કોઈ આવો હરિજન ગુણી,
તમે વાત કરો ને નિર્ગુણી;
તો શમે શબ્દને સુણી રે. એને કોઈક. ૨

મારૂં મન છે મહા મસ્તાની,
નહિ માને એ શીખ સંતોની;
હરખે પળ પળમાં ગ્લાની રે. એને કોઈક. ૩

મમ સુરતા ઘણી અટારી,
પ્રવૃત્તિની એ કરનારી;
હું રહ્યો એથી બહુ હારી રે. એને કોઈક. ૪





વળી ત્રિગુણ ઝઘડે ઘુંચ્યો,
તેથી સન્માર્ગ નવ સુઝ્યો;
હું અંગનું આવરણ બુઝ્યો રે. એને કોઈક. ૫

દશ ઈંદ્રિયો ઈશક કુછંદી,
છે નિશદિન વિષયાનંદી;
નવ મલતાં થાય આક્રંદી રે. એને કોઈક. ૬

મારૂં કુટુંબ સર્વે આહાવું,
હરિના ગુણ કેમ કરી ગાવું;
માટે હરિજનને બોલાવું રે. એને કોઈક. ૭

હરિજન દેશો શીખ સારી,
તો થઈશ હું તમ આભારી;
**બાલકૃષ્ણ** કરો સહાય મારી રે. એને કોઈક. ૮

# કેદારા પદ

## પદ ૧

(રાગ - કેદારો)

સાખી

આરંભુ પ્રભુ આજહુ, પુજા સોડષોપચાર;
અલૌકિક રિદ્ધિ સિદ્ધિનો, અર્પુ મનોરથ થાર. ૧

સન્મૂખ થાઓ શામળા, અધરે સર્વા ધાર;
હમ તમથી ઉપજેલ સૌ, કરવા અંગીકાર. ૨

આત્મ સ્વરૂપે અર્પતો, પરમાત્મન્ સુમુખ;
પરમ વૈભોગી આપ છો, ઉપજાવ્યુ બહુ સુખ. ૩



દ્વિધા માયા આપની, રચીયો વિધ વિધ ખ્યાલ;
તમને તમારી અર્પતાં, બાલકૃષ્ણ થાય ન્યાલ. ૪

## પદ ૨

સમર્થ કરજો સહાય સવેળા, લાગુ તમારે પાય રે;
વિઘ્ન ઘણેરાં આ ભવમાંહી, તે મુજથી ન સહેવાય રે. ટેક.

અધિદૈવ ને અધિભૂત અધ્ય તમ, બાહ્ય અંતર છે સદાય રે;
આધિ વ્યાધિ કે ઉપાધિ દ્વારે, તનમન અતિ દહાય રે.
....સમર્થ ૧

ત્યાગ કરવા પ્રભુ તત્પર છું પણ, એક પછી એક દોરાય રે;
સાત સાંધુ ત્યારે તેર તૂટે છે, શું ગજુમુજથી સહેવાય રે.
....સમર્થ ૨

સહાય કારક હું જેને રે જોતો, તે થકી તો દુઃખ થાય રે;
કહો પ્રભુ કોણ ઉપાય મારે, તમો વિના જગ રાય રે.
....સમર્થ ૩

ઋણ સંબંધે સગાં સંબંધી, લેણે કે દેણે જોડાય રે;
ખટપટમાં ખોવાયું સર્વે, શત્રુ સરીખો ગણાય રે.
....સમર્થ ૪

તન મન ઈંદ્રિયો નિર્મળ રહેતો, દિવ્ય સંપત્તિ સધાય રે;
સર્વેષણા અંતરથી છુટી, આપનું આપ લહેવાય રે.
....સમર્થ ૫

શાન્તિકારક હે સ્વામિ મારા, કરશો મુજને કૃપાય રે;
**બાલકૃષ્ણ**નો બુઝે અગ્નિ, તો ગુણ તમારા ગવાય રે.
....સમર્થ ૬

## પદ ૩

આદ્ય મધ્ય અંતે કાયમ કર્તા, કૈવલ પદ અવિનાશી રે;
સર્વાતિત સર્વેશ્વર સ્વામિ, મહા શૂન્ય શિખરના વાસી રે. ટેક.

આપો આપ સક્રત કર્તાએ, જગ ઉત્પત્તિ વિકાસી રે;
ૐકાર વૈરાટ વિપુમાં, અગણિત ઈંડ સમાસી રે.
...આદ્ય મધ્ય. ૧

સચ્ચિદાનંદ કંદ સ્વરૂપે, પ્રણવ કલ્પ પ્રકાશી રે;
સદ્‌બીજક ચિદ્ અંકુર રૂપ છે, આનંદ મૂળ અધ્યાસીરે.
...આદ્ય મધ્ય. ૨

જ્ઞાન મૂર્તિ અગમ અગોચર, બની તત્ત્વ આકાશી રે;
શેષ તત્ત્વની ચતુર માત્રિકા, પુરૂષ લીંગમાં પાશી રે.
...આદ્ય મધ્ય. ૩

સમીરમાં સૌ પ્રેરી માત્રિકા, પ્રકૃતિ ભાવ પ્રકાશી રે;
ઉભય તનુમાં અંશ પ્રેરતાં, ખીલી ખલક ખૂબ ખાસી રે.
...આદ્ય મધ્ય. ૪

હિરણ્ય ગ્રભથી ધારા ચાલી, ત્રિગુણ લક્ષ ચોરાસી રે;
પ્રણવ વૃક્ષ વિસ્તરીયું વ્યોમે, અગણિત ઈંડ ઉલાસી રે.
...આદ્ય મધ્ય. ૫

ઈંડ પિંડમાં આત્મ રહ્યા તે, વિશ્વ વિનોદ વિલાસી રે;
વિશ્વથકી વર્જીત કૈવલ પદ, જોતાં તત્ત્વ તપાસી રે.
...આદ્ય મધ્ય. ૬

શુદ્ધ સંકલ્પી સૌથી ન્યારા, જાણે આત્મા ઉપાસી રે;
**બાલકૃષ્ણ** તૃષ્ણા અન્ય ત્યાગી, કૈવલ ધામ નિવાસી રે.
...આદ્ય મધ્ય. ૭

## થાળ ૧

મારે ઘેર પધારો રે, કરુણા નિધિ હરિ;
મનગમતો મનોરથ રે, પુર્યો મેં તો આરત કરી. ૧

પ્રભુ ચરણ કમલની રે, ચેલી મુજને ધારો;
સખી ભાવે સમર્પુ રે, સર્વે તે સ્વીકારો. ૨

બેસો અધર બાજઠીયે રે, સુચી સ્નાન કરાવું;
તૈલ મર્દન સારી રે, પંચામૃતે નવરાવું. ૩

ચુંપે ચરણ કમલનું રે, ચરણામૃત મેં લીધું;
આણી ઉત્તમ અંગુછો રે, અંગ લોછન કીધું. ૪

પીતાંબર પહેરો જામા રે, પાઘે તોરા ખેશ જરી;
પહેરી ચરણે ચાખડીયો રે, પધારો મંદિરમાં હરિ. ૫

ધરૂ અમુલ્ય આભુષણ રે, બેસો સોનાપાટે ચઢી;
અરચી ચંદન કેસરી રે, કરૂ ભાલ તિલક સળી. ૬

હીરો હબચીયે ચળકે રે, કાને કુંડળ હીરા કણી;
રત્ન હાર માણેક મોતી રે, પાંચી વેઢ મુગટ મણી. ૭

પુંજી ચરણ ચંદન ફુલે રે, કલગી તોરા હાર ધરૂં;
અગ્ર સુગંધ અગરબત્તી રે, દિપક જોડ ઘૃતની કરૂં. ૮

થાળ કનક બાજઠીયે રે, પ્રેમ કરી પધરાવું;
માંહે શુદ્ધ સામગ્રી રે, રૂચે તેવી હું લાવું. ૯

પેંડા બરફી જલેબી રે, ઘેબર ઘારી દળ લાડુ;
શેવો શર્કરા ચુરમુ રે, કંસાર મહી ઘી પાડુ. ૧૦

દુધપાક પોળી રસ રે, કનક કટોરા ભરી રે;
માલપુવા મન ગમતા રે, શ્રીખંડ લો ફરી ફરીને. ૧૧

શીરો પુરીને મગદળ રે, સાત ભાત્યની સુખડી;
ભાત ભાતનાં ભજીયાં રે, વડાં પાપડ ને વડી. ૧૨

પુરણ પોળી ઘીમાં બોળી રે, પીઓ દૂધ ઘુંટડીયે;
મનગમત મઠો લેજો રે, કાચુ નથી કાચલીયે. ૧૩

વળી બીરંજ કમોદ કુર રે, છુટી દાળ પીરસુ કઢી;
આદા કેરૂ અથાણું રે, કાચી કેરી રઈયે ચઢી. ૧૪

ચણા વાલ વટાણા રે, ટીડોળાં ને તુરીયાં તર્યા;
કારેલાં ને કંકોડાં રે, મરી મસાલાથી ભર્યાં. ૧૫

રતાળુ ને રીંગણ ભીંડા રે, પરવર દુધી શાક સારૂ;
વળી ચટણી મૂકી છે રે, ચટાકો તો કરશો વારૂ. ૧૬

લીલી દ્રાક્ષ ચારોળી રે, કદળી ફળ બદ્રી તણાં;
ઝાઝાં ઝમરૂખ દાડમરે, સુધાર્યાં છે સરસ ઘણાં. ૧૭

વળી રૂચે તો લેજો રે, મીઠાં લીંબુ ને આલુ;
કાજુકળીયા ને એલકી રે, સુધારી બદામ વારૂં. ૧૮

સાકર શેરડી શ્રીફળ રે, ખારેક ખજુર જમો;
માનસિક મનોરથ રે, એણી પેરે અર્પુ અમો. ૧૯

પ્રભુ પ્રગટ ગણીને રે, યથાર્થ માની લો;
સોના ઝારી જળે ભરી રે, ગંગા તુલ્ય જાણી લો. ૨૦

તમો સરખી શું લાવું રે, અલૌકિક વસ્તુ નહિ;
દૃષ્ટે દેખી તે અર્પુ રે, લુખી સુકી પાવો સહી. ૨૧

તમે દાતા ને ભોક્તા રે, દયા નિધિ તમને ગણી;
માનસિક આ પુરી રે, યથા રિદ્ધિ થાળ તણી. ૨૨



માનસિકનો મહીમા રે, પ્રગટથી અધિક જાણું;
આત્મ બળના પ્રભાવે રે, સ્વર્ગે દિવ્ય ભોગ માણું. ૨૩

પંખે પવન ઢોળુ છું રે, જમો જુક્તે માહાવા;
ઘણા ભોગી ભૂધર તમો રે, આપ્યા અમને લ્હાવા. ૨૪

સુધા પાન કરો પ્રભુ રે, વદન કર ધોવરાવું;
કેસર કસ્તુરી વાળી રે, તંબોળ બીડી ચવડાવું. ૨૫

આ સૌ રિદ્ધિ તમારી રે, અંગીકાર કરશો તમો;
**બાલકૃષ્ણ** તો કહે છે રે, બનુ બડભાગી અમો. ૨૬

## થાળ ૨

આજ અનુપમ દાડીલો, ઉગ્યો સુવર્ણ ભાનું;
દિવસ ગયો રે આનંદમાં, રૂજની મહા સુખ માનું. ૧

સમા સમાનારે ધોળથી, ઉત્સવ આનંદકારી;
મધ્ય નિશાના રે યોગમાં, ગાયો રાગ કેદારી. ૨

હરિ માતા હેતે પધારીયા, સુણી રાગ સોરંગી;
અરસ થકી હરિ આવીયા, આપો આપ નિહંગી. ૩

છુટીરે વધાઈ હરિને આવ્યાની, સાર્યા સન્મૂખ સામૈયા;
મન મૂકતા ફળ થાળ ભરી, વાજાં અનહદ વજૈયાં. ૪

સમ સરોજના હાર તે, શ્વાસા દોરીયે કીધા;
સંકલ્પ ઘોડે સધારીયા, ઉર આંગણે લીધા. ૫



અધર આસને બિરાજીયા, અવયે અવિનાશી;
કોટી શશી રવી રૂપમાં, રહ્યા સ્વયં પ્રકાશી. ૬

સંત સજન સાહેલીએ, નિરખ્યા છે નુરતે;
નેન રસીક ઠર્યાં નિર્મળ, જોઈ મંગલ મૂર્તે. ૭

કૃપાવંત કટાક્ષથી, સર્વેને સુખ દેતા;
અધરામૃત સત્ શબ્દના, અન્યો અન્ય રસ લેતા. ૮

સર્વે નિહાળે નાથને, નાથ નિરખે છે પ્રેમ;
પ્રેમે સન્મૂખ શ્રીપતિ, થયાં સતંત એમ. ૯

સતંત સામારે શ્યામના, તંત જુઓ રે તપાસી;
ગોષ્ટિ ભલી રે ગોવિંદની, સંત સજને વિલાસી. ૧૦

મહાપુજા કરીયે મ્હાવની, માનુનીયો આવો;
લૌકિક લક્ષણા ત્યાગીને, અલૌકિક રિદ્ધિ લાવો. ૧૧

તત્ત્વ શુદ્ધિ સ્નાન સુચવી, વિશેષણ પંચાલંક;
જ્ઞાન ગંધ પ્રેમ પુષ્પના, હરદમહાર નિશંક. ૧૨

ચૈતન રૂપીરે ચંદન, ચિત્ત વૃત્તિયે ચર્ચાવ્યાં;
અક્ષય વૃતનારે અક્ષત, લલાટે લગાવ્યા. ૧૩

ઉગ્ર વૈરાગ્ય અગરબત્તી, પ્રજળે પૂર્ણ સદાય;
વાસના ઘુટીરે આ વિશ્વની, ચાલ્યો પવન પ્રણવાય. ૧૪

દિપક જ્યોતિ હૃદે ઝળહળે, તેજ પ્રગટ્યું ચોપાસે;
ત્રિગુણ તેલ પિંડ પાત્રમાં, બત્તી બળે મમતાસે. ૧૫

અમૃતાત્મક ભોજન, નિવેદન રે કરીજે;
યથાર્થ જોઈને યુક્તિ આ, યદુપતિ ઝટ લીજે. ૧૬

ભાવે ભૂધરજી ભૂગ્તવે, સખીયો જે સમર્પે;
લુખુ સુકુરે જોતા નથી, પ્રેમે આવે તે અર્પે. ૧૭

તન ને મનની સામગ્રી, સ્વામિ સન્મૂખ ધરતી;
પૂર્ણ માની લો મનોરથ, વિનય વિનતા ઉચરતી. ૧૮

અંતર પ્રેમની ઐક્યતા, હરિ પર જ્યારે ધરતી;
પ્રેમ પ્રભાવનું ઉલઝણ, હરિમુખમાં રે ઢળીયું. ૧૯

પ્રસન્ન થઈ પુરુષોત્તમે, છપ્પન તુલ્ય ગણીયું;
પાવન કરી સૌ પ્રેમદા, ધન્ય ધન્ય એમ ભણીયું. ૨૦

ત્રિવેણી સંગમનું વળી, તિર્થોદક લાવું;
બંક પ્યાલારે ભરાભરી, હરિવરને હું પાવું. ૨૧

મુખવાસ કર્યો નિજ નામ તે, જીભલડી રે જપતી;
ઉલટ સુલટની રે પ્રકંમા, આરતી વંત નમતી. ૨૨

મનની મોટમ મુકી માંજમાં, ત્યારે મોહન રિઝયા;
આત્મકુળ શોભાવીયું, શરણાંગત લીજયા. ૨૩

પૂર્ણ થઈ પધરામણી, પરમાત્મા મલીયા;
શુદ્ધ સનાતન ધર્મથી, સૌ સંકલ્પ ટળીયા. ૨૪

નીજ સરખાં કર્યાં સર્વને, લગ્ન મગ્નમાં રાખી;
કહે **બાલકૃષ્ણ** એ સુખતે, મુખ કેમ શકુ દાખી. ૨૫

## થાળ ૩

ધન્ય ધન્ય રે પૂર્ણાનંદ, પ્રાણ જીવન મારા;
પુરૂષોત્તમ પૂરણબ્રહ્મ, શા ગુણ ગાવું પ્યારા. ૧

અકળગતિ પ્રભુ આપ, વિનયે શું ભાંખુ;
હું અલ્પ ગતિનો જીવ, મહદ્ કૃત્ય નહિ ઝાંખુ. ૨

છો પરમ વિભુતિવંત, સકલ જીવના કર્તા;
જેને જેવું જોઈએ જેમ, તેમ તેવું ભરતા. ૩

કે જલ જાતીના યોગ, ભોગ જલથી માણે;
સ્થૂલ જીવનો એ વહેવાર, સ્થૂલ સુખ પ્રમાણે. ૪

કે કીટ પશુ વિહંગને, તનવત ભોગ;
સર્વે ઇંદ્રિનો સાજ, મોજ સહિત યોગ. ૫

કે રચ્યો મનુષ્ય પ્રભાવ, પૂર્ણ મહેર અંતર ધરી;
રસના સુખ ઋતુ ફળ સાર, વિવેક વિચાર ભરી. ૬

એવી લક્ષ ચોરાસી જાત, જુગ જીવન કરતા;
માંહે ચૈતન ચિદા ભાસ, પ્રણવ રિદ્ધિ ભરતા. ૭

સોહમ્ વૃત્તિ સર્વજ્ઞ, સચરાચર રાખી;
ઘટ ઘટમાં પ્રેર્યા અંશ, સાહિત્યના સાક્ષી. ૮

કે તત્ત્વ ચાસમી લઈ, આ તનમાં અંશ રહે;
જ્યારે કરતા ઉલટ તમાય, સોહમ્ સન્મુખ વહે. ૯

એ ઉગ્ર વૃત્તિના અંશ, પરમ પદને પાવે;
બાકીના સામાન્ય જીવ, જ્યાં ત્યાંમાં જાવે. ૧૦

આ પરમ મોક્ષનો લક્ષ, પરમગુરૂથી લેશે;
છે શ્રીમત્ કુવેર સુખધામ, સાક્ષાત્કાર દેશે. ૧૧

જેનો અગમ શબ્દ ટંકાર, નિગમ નેતિ કહે છે;
કહે **બાલકૃષ્ણ** ગુરૂ પરમ, તે પદને લહે છે. ૧૨

# ધોળ પદ

## પદ ૧

(રાગ - ધોળ)

આનંદીને આંગણે, ગાઈએ મંગળ ધોળ;
આનંદમાં આનંદ અતિ, મલીએ મીઠાઈ ગોળ. ૧

લૌકિક કે પરલોકનો, અતિ આનંદ મન માંહ્ય;
ધોળ રાગ તે ગાય છે, શોક દુઃખ નહિ જ્યાંય. ૨

આનંદીનું આંગણું, આનંદીનું મુખ;
ધોળ રાગથી પરખશો, એને કાંઈ નવ દુઃખ. ૩

સર્વજ્ઞ સમદ્રષ્ટિનો, સર્વાનુકુલ સાર;
ધોળ રાગ સૌને ગમે, ગાવે નર ને નાર. ૪

નાભિના આનંદથી, ધોળ રાગ ઉત્પન્ન;
દેવ અસુરી સર્વને, ધોળ રાગ પ્રસન્ન. ૫

પ્રાતઃ મધ્યે કે રાતમાં, બહુ મલો યા એક;
ધોળ રાગની છૂટ છે, **બાલકૃષ્ણ** નહિ નેક. ૬

## પદ ૨

આજે આનંદની હેલી સાહેલી રે, આજે આનંદની હેલી;
જેને ગુરુકૃપા રેલી સાહેલી રે, આજે આનંદની હેલી. ટેક.

આદ્ય અનાદ્યમાં આજ દિન જેવો;
લાભ કદપી ન મલેલી. સાહેલી રે, આજે ૧

અગમ દેશની આરત બાંધી;
અમો કારણે અલબેલી. સાહેલી રે, આજે ૨

વાણી રૂપી ગુરુએ વહાણ ચલાવ્યાં;
માંહે ભરી મૂકતા ફળ થેલી. સાહેલી રે, આજે ૩

મહા પદના રે માંહે મેવા મુક્યા છે;
તે રસનાએ રહ્યો રસ રેલી. સાહેલી રે, આજે ૪

અનુભવ સિદ્ધનાં નંગ આભૂષણ;
તે કરુણાને રત્ને જડેલી. સાહેલી રે, આજે ૫

અકલ આરત ને સુરતા સમૃદ્ધિ;
તે જ્ઞાન ધ્યાનમાં તર્પેલી. સાહેલી રે, આજે ૬

પાળી જાતક કલ્પ આંગણે રે રોપ્યુ;
તેની વાસના સુગંધે ભરેલી. સાહેલી રે, આજે ૭

ઉર્ધ્વનું પુષ્પ એ નૌતમ રંગી;
જેની પાંખડી સહસ્ત્ર ખીલેલી. સાહેલી રે, આજે ૮

સરસ સુવાસિક લત્તાઓ લેહેકી;
વળી વિંટાઈ આનંદ વેલી. સાહેલી રે, આજે ૯

હંસલાની જોડ મારે દ્વારે બેસાડી;
હું તો જોઉં ફરી ફરી હેલી. સાહેલી રે, આજે ૧૦

અમૃત ગીરા શબ્દ ઉચ્ચારે;
એને જુગલ ભાવના રહેલી. સાહેલી રે, આજે ૧૧

આ તન પિંજરમાં ચકોર ચંદ્ર છે,
કેવી દ્રષ્ટિ તે ચંદ્રે ઠરેલી. સાહેલી રે, આજે ૧૨

ત્રિવિધિ અગ્નિનું પાન કરે છે;
એ શાન્તિની યુક્તિ રચેલી. સાહેલી રે, આજે ૧૩

પૂર્વ દશાના અર્ક ઉદ્યોતની;
કેવી કિરણો રૂડી પડેલી. સાહેલી રે, આજે ૧૪

ઉત્તર દશાના પ્રણવ પ્રવાહે,
શીતલત અંગો અંગ રેલી. સાહેલી રે, આજે ૧૫

ધન્ય ઉભયે ગુરૂ શિષ્ય પરમ ભોગી;
જેને આંગણે આ રિદ્ધિ સ્થાપેલી. સાહેલી રે, આજે ૧૬

અખંડ ઘરની જે હોય સોહાગણ;
તેને આ વસ્તુ મલેલી. સાહેલી રે. આજે ૧૭

શ્રીમત્ કુવેર ગુરૂ છે રે વૈભોગી;
ગુરૂ નારાયણ કૃપાવંત બેલી. સાહેલી રે, આજે ૧૮

જન **બાલકૃષ્ણ** એ સુખની ઈચ્છાયે;
રહી ચરણે વૃત્તિ રમેલી. સાહેલી રે, આજે ૧૯



## પદ ૩

સદ્‌ગુરૂ શરણે જાઉં સાહેલી રે, સદ્‌ગુરૂ શરણે જાઉં;
હું તો ચૈતન્ય જ્યોતિ જગાવું. સાહેલી રે. સદ્‌ગુરૂ...ટેક.

સદ્‌ગુરૂ સધમાં મહાપદ આપે;
તો પરમ પતિને પાવું. સાહેલી રે સદ્‌ગુરૂ ૧

કોટિક જન્મથી ભ્રમે ભરમેલી;
તે ગુરૂ વચને સ્થિર થાવું. સાહેલી રે સદ્‌ગુરૂ ૨

મન કર્મ વચને સત્ય વર્તાવી;
હરિનું ભજન ઉર લાવું. સાહેલી રે સદ્‌ગુરૂ ૩

સંતનો શરણો અંતનો છે બેલી;
આ મિથ્યા માયાનું કાવું. સાહેલી રે સદ્‌ગુરૂ ૪

મિથ્યા મુકાવીને સત્યે સમાવે;
હવે અજરામર વર પાવું. સાહેલી રે સદ્‌ગુરૂ ૫

વિયોગ વહ્નિ ગુરૂએ બુઝાવ્યો;
તો લગ્ન મગ્નમાં રહાવું. સાહેલી રે સદ્‌ગુરૂ ૬

નિશ્ચેનો મહેલ મારા ગુરૂએ બતાવ્યો;
હવે ઉતઈતમાં કેમ જાઉં. સાહેલી રે સદ્‌ગુરૂ ૭

સુરત નુરતમાં ગુરૂએ શમાવ્યાં;
તો મૂર્તિને શીદ ચાહાવું. સાહેલી રે સદ્‌ગુરૂ ૮

પરાત્પરનો ભેદ ભણાવ્યો;
હવે વેદ ભણવા શીદ જાવું. સાહેલી રે સદ્‌ગુરૂ ૯

હરદમ નિયમનો અધ્યાસ જેને;
તો વ્યાકરણ કોણ કામે લાવું. સાહેલી રે સદ્‌ગુરૂ ૧૦

આ સૌ ઉપાધી મારા ગુરુએ ઉઠાવી;
માટે ગુરુના ગુણ ગાવું. સાહેલી રે સદ્ગુરૂ ૧૧

કરુણાસાગર ગુરુ ચરણકમલ પર;
બાલકૃષ્ણ બલ જાઉં. સાહેલી રે સદ્ગુરૂ ૧૨

## પદ ૪

ભાળ મલી છે ગુરૂ સંતની રે, ચાલો સામૈયે જઈએ;

સખીયો તે સર્વે ટોળે મલી છે;
વાટ જુએ ગુણવંતની રે. ચાલો સામૈયે...૧

લીલાં પીળાં ને લાલ રંગીલાં;
પહેરે છે સૌભાગ્ય વંતની રે. ચાલો સામૈયે...૨

હરિજન મંડળ જ્ઞાની ને ધ્યાની;
ઝાંખી ઈચ્છે છે મહંતની રે. ચાલો સામૈયે...૩

સરસ સામૈયાની લીધી સામગ્રી;
અગ્ર સુગંધ પર્યંતની રે. ચાલો સામૈયે...૪

ફુલના હાર વિધવિધના ગુથ્યા છે;
સોના ઝારી જલ વંતની રે. ચાલો સામૈયે...૫

અનહદ વાજાં છંદે વાજે છે;
રાગ છત્રીસ એક તંતની રે. ચાલો સામૈયે...૬

ફરકે ધ્વજાઓ પંચ રંગીલી;
નિશાન જોડ જરકસની રે. ચાલો સામૈયે...૭

વૈમાન વાહન હાથી ને ઘોડા;
સર્વેની ચાલ્ય ગતિ ગજની રે. ચાલો સામૈયે...૮



ધોળ મંગળની ધુન મચી છે;
નરનારી એક ચંતની રે. ચાલો સામૈયે...૯

આનંદ વૃંદમાં આવી રે પહોંચ્યાં;
કરુણાદ્રષ્ટિ કૃપાવંતની રે. ચાલો સામૈયે...૧૦

નમન કરીને ચરણ પખાળી;
પુજા તે ગંધ અક્ષતની રે. ચાલો સામૈયે...૧૧

પુજા કરીને પાયે પડીને;
**બાલકૃષ્ણ** બોલે જય સંતની રે. ચાલો સામૈયે...૧૨

## પદ ૫

આજ દિવસ ઘડી સારી રે, ભલે મળ્યા ગીરધારી. ટેક.

હેયે હરખુ તે નયણે નિરખુ;
વારે વારે જાઉં વારી રે. ભલે મળ્યા...૧

અંતરયામી સર્વેશ્વર સ્વામિ;
પધાર્યા પ્રાણાધારી રે. ભલે મળ્યા...૨

દાસનું દીલ બહુ જોઈ સુશીલ;
ભેટ્યા ભૂધર હમારી રે. ભલે મળ્યા...૩

સુંદીર વદને આશિષ વચને;
લેતા પ્રણામ સ્વીકારી રે. ભલે મળ્યા...૪

ચરણ સરોજની રજ લઈને;
બન્યું છે મન અધિકારી રે. ભલે મળ્યા...૫

પ્રેમના પુંજથી પુજા કરીને;
સોંપી સામગ્રિ સારી રે. ભલે મળ્યા...૬



ઉલટ સુલટની કરી પ્રકંમા;
લક્ષ ચોરાસી નિવારી રે. ભલે મળ્યા...૭

તન મન ધન દઈ થયો પાવન;
મિથ્યા અહંપદ મારી રે. ભલે મળ્યા...૮

ચરણામૃત પ્રસાદી રે લીધી;
પરમ લક્ષણા ધારી રે. ભલે મળ્યા...૯

શ્રીમત્ કુવેર છે ગુરુ સ્વરૂપે;
પ્રગટ પોતે મોરારી રે. ભલે મળ્યા...૧૦

**બાલકૃષ્ણ** ગુરૂ રૂપ હરિનું;
જોયું વિવેક વિચારી રે. ભલે મળ્યા...૧૧

## પદ ૬

(રાગ - ફેર)

સખી આવો અનુભવ વાળી રે, અભયે પદમાં જઈ રહીયે;
ત્યાં તો આત્મારામ ૐકારી રે, આનંદ કંદનું સુખ લઈયે. ૧

બેઠા અટલ આસન વાળી રે, સોહંગપતિનું ધ્યાન ધરે;
એ તો પરાત્પર છે ન્યારા રે, સૂક્ષ્મ વેદ ત્યાં આરતી કરે. ૨

આરતીનું નિરાંજન ઝળકે રે, તો ચતુર વાણીયે વેદ ભણે;
ચૈતન્ય પ્રકાશ થઈ ઘટમાં રે, વ્યાપક વૃત્તિ રૂપ ગણે. ૩

તે પ્રકાશીકને નિહાળો રે, શૂન્ય શિખરનો છે વાસી;
ત્યાં એક નિવૃત્તિ નારી રે, ઉભી કરજોડી દાસી. ૪

સખી આપણ ત્યાં સૌ જઈયે રે, સરખા સરખી એ જોડી;
થઈ સોહાગણ સુખ લઈયે રે, પ્રવૃત્તિને દો છોડી. ૫



છે ઈંગળાતો અભાવીક રે, પીંગળાને તો બનત નથી;
હોય સુક્ષ્મણા સાહેલી રે, તો સુખની મણામાં શી કમતી. ૬

જુઓ આવી સુક્ષ્મણા બેની રે, ચાલો જઈયે એ સંગે;
સખી એક બીજીને કહેતી રે, રહો મનમાં બહુ ઉમંગે. ૭

શ્રી પ્રભુજીનો પટ સહીને રે, ઝટ લઈને ઝાલી લેજો;
નટવરને નયણે નિરખી રે, કૃતાર્થ થઈ રહેજો. ૮

એ અખંડ પદના સુખમાં રે, સખી આપણ સર્વે રમશું;
સાગરમાં જેમ સરિતા રે, તેમ આપણ ત્યાં જઈ શમશું. ૯

હવે ભાગ્ય તણો નહિ પાર રે, કરુણાસાગરમાં મલીયાં;
હવે નારાયણની નજરે રે, દુઃખ દારિદ્ર સૌ ટળીયાં. ૧૦

હું તો અજરામર પદ પામી રે, શ્રીમત્ કુવેર ગુરુની મૂરતે;
**બાલકૃષ્ણ** એ પદ માટે રે, તનમન શુદ્ધ રહ્યો સૂરતે. ૧૧

## પદ ૭

સખી કરો તત્પર તૈયારી રે, આનંદના તો દિન આવ્યા;
ધન્ય ધન્ય દિવસ ઘડી આજે રે, મોહનજી મનમાં ભાવ્યા. ૧

અંતરનો પ્રેમ જાણી રે, હરજી હરખે આવ્યા છે;
ઘણા ગુણવંતા ગીરધારી રે, સન્મૂખ સામૈયું લાવ્યા છે. ૨

સંગે સુંદીર સાજ સાહેલી રે, આપણ પણ તેવાં બનીયે;
શાન્તિ શીલ સંતોષ આભ્રણ રે, પંચરંગી તેતો ગણીયે. ૩

શુભ કરણી કુમકુમ ટીલડી રે, પ્રેમનાં કાજળ સાર્યાં છે;
સત્ય વૃતનાં ઘાટ ઘરેણાં રે, મન કર્મ વચને ધાર્યાં છે. ૪





શમદમ સખીયો ત્યાં ચાલી રે, થઈ શબ્દાતિત સોહાગી;
સૌ આવી આનંદ ગાતી રે, જ્યાં ઉભા દીઠા અનુરાગી. ૫

કરી અરસપરસ આલિંગન રે, મધુર વચન બોલ્યા મ્હાવા;
સખી અમો તેડ્યાં તમો આવ્યા રે, તો ચાલો અમ ઘર તમદાવા. ૬

ત્યાં માનુની આનંદ પામીરે, માન રાખ્યું હરિયે આજે;
આદર ભાવ તો ઠીક આપ્યો રે, ઘટતું કીધું મહારાજે. ૭

સૌ હલમલ સંગે આવ્યાં રે, ઉલટ આંગણે ઉતરીયાં;
**બાલકૃષ્ણ** સુલટ સિંધુમાં રે, શ્રીમંત્ કુવેર ચરણે ઠરીયાં. ૮

# ધોળ પદ

## પદ ૧

(રાગ - ધોળ)

ચાલો સખીયો જલ ઝીલવા રે જઈયે;
સંગ નંદા નંદનને લઈયે. ચાલો સખીયો...ટેક

અકરૂર ઓધવને તેડાવો;
ગોપ્ય ગોવાળને બોલાવો. ચાલો સખીયો. ૧

સખી પરમકારણ પટકુળ ધારી;
સ્થુલાવ્રણ વસ્ત્ર ઉતારી. ચાલો સખીયો. ૨

પૂજા સામગ્રી અગર સુગંધ;
અષ્ટ કમળ ખીલ્યો ગતિ રંધ્ર. ચાલો સખીયો. ૩





જ્યાં ઘાટ ત્રિકુટી સંગમ મલે;
ત્યાં સખીયો જાવા પંથે પળે. ચાલો સખીયો. ૪

અનહદ વાજાં છંદે વાજે;
ભાદ્ર પદ ગંભીરા ગાજે. ચાલો સખીયો. ૫

નિજ જાણ્ય ધ્વજાઓ ફરકે છે;
ચૈતન નિશાનો ચળકે છે. ચાલો સખીયો. ૬

ગિરા જ્ઞાન ઘડીયાળાં રણકે;
ઝાલરી ઝાંઝભેર ભૂંગળો ઠણકે. ચાલો સખીયો. ૭

જ્યોત તિવ્ર વૈરાગ્યની અજવાળી;
થઈ કુંજ ગલીમાં દિવાળી. ચાલો સખીયો. ૮

હરિ સિદ્ધ સંકલ્પ ઘોડે ચઢીયા;
ત્રિવેણી સંગમમાં ઉતરીયા, ચાલો સખીયો. ૯

ત્યાં શ્યામ સખીયો ઝીલણ કરે;
હરિ આવ્રણ રૂપી વસ્ત્ર હરે. ચાલો સખીયો. ૧૦

સખી જળમાં મારે છે ડૂબકી;
તો કદમ પર દર્શન છબકી. ચાલો સખીયો. ૧૧

હરિ નિરખ્યા છે નુરતે ધારી;
સૌ સન્મૂખ થઈ પૂજા સારી. ચાલો સખીયો. ૧૨

નિજપદ પામ્યાની આરતી કરી;
ઉલટ સુલટ પ્રકંમા ફરી. ચાલો સખીયો. ૧૩

સૌ રસબસ વશ થઈ તદ્રુપમાં;
ઓહંગ મલ્યું સોહંગ રૂપમાં. ચાલો સખીયો. ૧૪





ભાદ્રપદ એકાદશીનો દિન;
નિવૃત્ત દશાયે મલી ભુવન. ચાલો સખીયો. ૧૫

પ્રવૃત વૃત્તિનો ટળીયો પાસ;
**બાલકૃષ્ણ** લીલા આ અખંડ અવિનાશ. ચાલો સખીયો. ૧૬

## પદ ૨

ચાલો સાહેલી જલ ઝીલવા રે જઈયે,
પરમાનંદમાં રહીયે... સાહેલી જલ...ટેક.

પ્રેમના પોષાક અંગે ધરીને;
જ્ઞાન ઘરેણાં લઈયે. સાહેલી જલ. ૧

આ તન દ્વારના આનંદ આંગણીયે;
સમગ્ર સખીયો રે જઈયે. સાહેલી જલ. ૨

શમદમ સુરતા રાધાની સંગે;
તદ્વત્ પ્રેમદા પરૈયે. સાહેલી જલ. ૩

જહદા જહદ જસોદાજીએ નમીયાં;
અજહદ લક્ષણા બહૈયે. સાહેલી જલ. ૪

એકાદશીનો દિન આવ્યો સોહાગી;
મન ઈંદ્રિયે સત્ય વૃત્ત સહીયે. સાહેલી જલ. ૫

ત્રિવેણી ઘાટ મન મણીકર્ણિકા;
સદાયે સુચી જલ નાહીયે. સાહેલી જલ. ૬

આત્મકૃષ્ણ અનુભવ ઉદ્ધવનું;
ચરણોદક ચિત્ત ચાહીયે. સાહેલી જલ. ૭

ચરણકમલની અમૃત ધારા;
ઉલટ સુલટ રસ પૈયે. સાહેલી જલ. ૮





ઉર્ધ્વ પ્રદેશની શેરીયે સધારી;
સુલટમાં શમી જઈયે. સાહેલી જલ. ૯

ત્રિવેણી સ્નાનનો મહિમા છે મોટો;
તે ધ્યાન મયનું ધોળ ગઈયે. સાહેલી જલ. ૧૦

એવા સ્થળે યોગી આસન બાંધી;
દૃઢતા વંત બ્રહ્મ ભઈયે. સાહેલી જલ. ૧૧

**બાલકૃષ્ણ** સ્વપ્રકાશક પોતે;
લગ્ન મગ્ન હો જઈયે. સાહેલી જલ. ૧૨

## પદ ૩

આજે આનંદની હેલી, શામળીયો સહેજે મલ્યા રે...ટેક.

કોટીક જન્મની કુટેલ વૃત્તિ;
બની ચરણની ચેલી. શામળીયો. ૧

દુર્લભ લાભ આ સહેજે મલ્યોએ;
પ્રીતિ હશે જો પહેલી. શામળીયો. ૨

દાન પૂણ્ય કરતા દૃષ્ટા ન દેખે;
હું સહેજે શ્રી હરિ મળેલી. શામળીયો. ૩

અન્ન ભોગ ત્યાગી ફરે ફળારી;
રાખતા ઈંદ્રિ દમેલી. શામળીયો. ૪

ત્રિકાળ યોગી તપે કરીને;
કાયાને રાખે તપેલી. શામળીયો. ૫

ન્યુન નથી કંઈ મારે હવે તો;
પામી છું પદવી છેલ્લી. શામળીયો. ૬





તન મન ધન અર્પણ કરીને;
સુરતે રહુ સમેલી. શામળીયો. ૭

પરમ પ્રભુનું રૂપ નિહાળી;
થઈ ચિત્રકાર ઘેલી. શામળીયો. ૮

જન્મ મરણનું જોખમ ભાગ્યું;
કરૂણાસાગર થયા બેલી. શામળીયો. ૯

કહે **બાલકૃષ્ણ** સન્મૂખતામાં;
અમૃત વૃષ્ટિ રેલી. શામળીયો. ૧૦

## ધોળ ૪

(રાગ - શહેરનો સુબો ક્યારે...)

આવો સખીયો ટોળે મલી રે;
આનંદ નંદને દ્વારરે સાહેલી;
ધર્મ પોતાનો સંભાળતાં રે,
બનીયે બહુ ગતિયાર રે. સાહેલી ચાલો. ૧

પ્રેમ પોષાક અંગે ધરી રે,
ઉમંગ આભુષણ સારરે સાહેલી;
કરણી કુમકુમ કરો ટીલડી રે,
શોભો રેણીયે અપાર રે. સાહેલી ચાલો. ૨

મહિનો ભાદ્રપદ આવીયો રે,
ઝીલણ એકાદશી દિન રે સાહેલી;
સત્ય વ્રતના આવાસમાં રે,
ગોપીયોને ધરવું આકીન રે. સાહેલી ચાલો. ૩



મહિમા ઘણો મનુષ્યા તને રે,
એવો નહિ અન્ય દેહરે સાહેલી;
પ્રવૃત્તિ સૌ મૂકો પડી રે;
લાવો નિવૃત્તિ શું નેહરે. સાહેલી ચાલો. ૪

ચિંતામણી દેહ પામીયો રે;
ચિતવો જેવી ઉમેદરે સાહેલી;
લાભ લાખેણો લીજીયે રે,
જાણી જથારથ ભેદ રે. સાહેલી ચાલો. ૫

સખીયો મલી સર્વ સાથમાં રે,
સુરત રાધાજીની સંગરે સાહેલી;
ત્રિવેણી સંગમ તીરમાં રે,
વાધશે ઉત્તમ રંગરે. સાહેલી ચાલો. ૬

પુજા સામગ્રી છે હાથમાં રે,
ધોળ મંગળ તણી ધુનરે સાહેલી;
અનહદ વાજાં વાજતાં રે,
ફરકે ધ્વજાઓ મહા શૂન્ય રે. સાહેલી ચાલો. ૭

સખીયો શોભે એક એક શું રે,
આનંદ ઉર ઉભરાય રે સાહેલી;
સાક્ષાત્કાર શ્રી કૃષ્ણનું રે,
રૂપ અંતર વિષે ચહાય રે. સાહેલી ચાલો. ૮

આવ્યાં સંગમ સ્થિર ઘાટમાં રે,
ઝીલતાં જોયા યદુરાયરે સાહેલી;
હૃદયે જેવું રૂપ ઝાંખતી રે,
તેવા ત્યાં પ્રગટ દેખાય રે. સાહેલી ચાલો. ૯

નિર્મળ નીરના પ્રભાવમાં રે,
પ્રેમ સખી સર્વ નહાય રે સાહેલી;
મહિમા ઘણો એ સ્નાનનો રે,
અંતરનો મળ જાય રે. સાહેલી ચાલો. ૧૦

બાહ્ય અંતર હરિ એક્તા રે,
અરસપરસ છાંટે નિરરે સાહેલી;
જલક્રીડા કરતાં યદુપતિ રે,
હરિ ગયા આવરણ ચીર રે. સાહેલી ચાલો. ૧૧

જલ સ્થલને નીજ ઉરમાં રે,
સચ્ચિદાનંદ પ્રકાશ રે સાહેલી;
જલભીતર જુગ દીશનો રે,
ડૂબકીમાં દર્શીયો ભાસ રે. સાહેલી ચાલો. ૧૨

ત્યારે મર્યાદા મૂકીને રે,
કરતી સ્તવન કરજોડ સાહેલી;
અંબર અમારાં આપજો રે,
પુરો પ્રભુ અબળાના કોડ રે. સાહેલી ચાલો. ૧૩

ત્યાંથી તેડ્યાં તટ ઉપરે રે,
બેઠા કદમ કેરે ડાળ રે સાહેલી;
ઉર્ધ્વ પ્રણવ કેરી દ્રષ્ટિયે રે,
કર જોડી કરો નમસ્કાર રે. સાહેલી ચાલો. ૧૪

અબળાનું જોઈ એકતાપણું રે,
આપ્યાં ઉત્તમ પરિધાનરે સાહેલી;
દિવ્ય સ્વરૂપને છાજતાં રે,
પહેરીને કર્યો પ્રણામ રે. સાહેલી ચાલો. ૧૫



જલક્રીડાની લીલા કરી રે,
સખીયો બની મહારસૂર સાહેલી;
સન્મૂખ થઈ શોભે ઘણી રે,
શું કહીયે પ્રેમનું પુરરે. સાહેલી ચાલો. ૧૬

સૌ સખીયોમાં શોભતી રે,
સુરત રાધા સિરદાર રે સાહેલી;
પુંજા કરે રૂડી રિત શું રે,
પુંઠે ઉભી સૌ નાર રે. સાહેલી ચાલો. ૧૭

તત્ત્વ શોધન પંચામૃતે રે,
પખાળ્યા પ્રભુના પાયરે સાહેલી;
અગ્ર સુગંધ અર્ચાવીયાં રે,
અબીલ ગુલાલ ઉડાય રે. સાહેલી ચાલો. ૧૮

ફૂલ ગજરા હાર કેવડો રે,
કલગી તોરા લહેકે સેરરે સાહેલી;
લીલમણી મુગટમાં ધર્યો રે,
પચરંગી પંખાની લહેર રે. સાહેલી ચાલો. ૧૯

પ્રેમના પ્રભાવથી પ્રેમદા રે,
તનમનનો ભરી થાળ રે સાહેલી;
અંતરયામિને અર્પતિ રે,
મેવા મિઠાઈ રસાળ રે. સાહેલી ચાલો. ૨૦

પાન શુદ્ધોદક સારતી રે,
મુખમાં મુક્યો મુખવાસરે સાહેલી;
આરતી ઉતારી રે વારણાં રે,
ફરતી પ્રકંમા ચોપાસ રે. સાહેલી ચાલો. ૨૧





શુદ્ધ સંકલ્પને ઘોડીલે રે,
બેઠા છે નિર્ગુણ નાથ રે સાહેલી;
જ્ઞાની યોગી ભોગી જેટલા રે,
સખા સખીયોનો સાથ રે. સાહેલી ચાલો. ૨૨

હરિ સંગ હલમલતાં સહુ રે,
આવતાં આનંદ ભેર રે સાહેલી;
ઝીલણ લીલા પુરી કરી રે,
**બાલકૃષ્ણ** તે ગુરુ મહેર રે. સાહેલી ચાલો. ૨૩

## ધોળ પદ ૫

(રાગ - બોલમા બોલમા બોલમા રે)

ઘાટમાં ઘાટમાં ઘાટમાં રે, વ્હાલો ઉભા ત્રિવેણીના ઘાટમાં. ટેક.

નંદાનંદન નિર્મળ જલ નાહાવા રે;
આવ્યા ગોપી સખા સાથમાં રે. વહાલો. ૧

શ્રદ્ધા સુગંધી મર્દન સારી રે;
બેઠા પ્રભુ સોના પાટમાં રે. વહાલો. ૨

સખીયો તે સર્વે સ્નાન કરાવે રે;
લાવી પંચામૃત માટમાં રે. વહાલો. ૩

પ્રણવ પ્રવાહમાં ઝીલણ ઝીલીને રે.
વાઘા પહેરી બન્યા ઠાઠમાં રે. વહાલો. ૪

અનુભવ કેસરી તિલક ધરાવ્યું રે,
ઉર્ધ્વગતિનું લલાટમાં રે. વહાલો. ૫

ફૂલ મૂક્તાહાર મુગટ મણીનો રે,
શોભે છે ઝગ ઝગાટમાં રે. વહાલો. ૬





મીસરી મેવા ફળ મુખવાસ બીડી રે,
જમે જીવન સોના ટાટમાં રે. વહાલો. ૭

આત્મ પ્રભુની આરતી કરતાં રે,
વાજે અનહદ ઘણણાટમાં રે. વહાલો. ૮

**બાલકૃષ્ણ** બલિહારી જાય છે રે,
ભૂધર ભજી શિર સાટમાં રે. વહાલો. ૯

## ધોળ પદ ૬

(રાગ - ફેર)

મારા પ્રાણજીવન આધાર, પધારો મારે આંગણે;
હું તો જાઉં રે ગુરુની બલિહાર, પધારો મારે આંગણે. ટેક.

આજે અચાનક આનંદ આપ્યો,
બહિસ્તરનો ત્રિવિધિ કાપ્યો;
હવે નહિ સુખનો સુમાર. પધારો મારે. ૧

લક્ષ ચોરાસીના જન્મે કુટાયો,
આ મનુષ્ય દેહ મારો સફળ કરાવ્યો;
ઘણા જ્ઞાન ગુણી દાતાર. પધારો મારે. ૨

મનકર્મ વચને છો મહેરમ મારે,
શરણ આવ્યાને અન્ય કોણ ઉગારે;
પ્રભુ ગ્રહો બાહ્ય કરી મમ વ્હાર. પધારો મારે. ૩

પ્રથમ ઉદે કરો આત્મ રે જ્ઞાન;
પરમ સિદ્ધાન્ત પરમાત્માનું ધ્યાન;
રહે ઉભય સદા એક તાર. પધારો મારે. ૪



જ્ઞાન વૃષ્ટિ વિના વાડી સુકાતી,
ઘનશ્યામ ગુરુ જોઈ વિશ્વ હરખાતી;
મટી શુષ્ક થયાં હરીયાર. પધારો મારે. ૫

કરુણાસાગર રૂપ અમ ઘેર આવ્યા,
અલ્પ ઘટમાં કેમ જાએ સમાવ્યા;
અહો અનહદ જ્ઞાન ભંડાર. પધારો મારે. ૬

પૂર્વ અંકુરે થયો સંત સોહાગી,
સંત સંગતથી થઈયે બડભાગી;
જેમ પારસે લોહ નિસ્તાર. પધારો મારે. ૭

તેવા જાણી મારૂં મન તલપે છે,
સત્સંગ મલવા દિલ જાપ જપે છે;
હું તો જોઉં વાટ સાંજ સવાર. પધારો મારે. ૮

કરુણાસાગર ગુરૂરૂપે પધાર્યા,
બ્રહ્મ સંજ્ઞિત ભૂમિકાએ સધાર્યા;
થઈને સોહમ્ શ્વાસાએ સ્વાર રે. પધારો મારે. ૯

ધર્મ ધુરંધર ચઢ્યા વરઘોડે,
દિવ્ય દ્રગથી કરૂણા રસ ઢોળે;
ઉચરે અદ્‌ભૂત જ્ઞાન ટંકાર. પધારો મારે. ૧૦

વિયોગી નામ ગુરૂએ આજ મટાવ્યું,
હરિ સંતરૂપ યોગ કરવાને ફાવ્યું;
પામી ભવોભવના ભરથાર. પધારો મારે. ૧૧

લક્ષ રૂપી લાભ લાખેણો આપ્યો;
જ્ઞાન ધ્યાન વૈરાગ્યનો નિધિ સ્થાપ્યો;
માંહે ભરી ખટ સંપત્તિ સાર. પધારો મારે. ૧૨

યમ નિયમ હરદમ ચલાવી,
ભારે વેપારી ગુરૂ ગમનો રે કહાવી,
રહુ નખ શિખમાં ગતિયાર. પધારો મારે. ૧૩

પ્રાણથી પ્રિય જેને છે ગુરુ સેવા;
તેને ગુરુવચન તો અમૃત મેવા;
આ સંસારમાં એજ સાર. પધારો મારે. ૧૪

પુરણ પ્રેમથી શિષ પ્રણામુ,
ચરણ કમલથી વિરામ પામુ;
**બાલકૃષ્ણ**નો એજ આધાર. પધારો મારે. ૧૫

## ધોળ પદ ૭

(રાગ - મારા પ્રેમીનો પ્રસાદ જમવા)

મારે ઘેર આવ્યા ગોપાળ, સુંદીર શામળોરે;
પ્રભુ પુરણ પરમ દયાળ, પ્રીતમ પાતળો રે; ટેક.

મારા અંતરમાં હતી આશ, શુદ્ધ ચિત્ત ભાવથી રે;
તેતો જાણી ગયા અવિનાશ, પ્રેમના દાવથી રે. મારે ઘેર. ૧

આવ્યા સમર્થ શ્રી કુવેર, નવેર કરવા અહીં રે;
મુજને દેખ્યો આપ ભુલેલ, ફેલ ફંદમાં રહી રે. મારે ઘેર. ૨

મારી સુરતા નહિ અનુસુત, તુતના ભાગમાં રે;
રહી પરોક્ષ મતે મજભૂત, ઉતઈત લાગમાં રે. મારે ઘેર. ૩

ભૂધર ભેખ ધરીને સંત, મહંત મહારાજનો રે;
શોભે દિવ્ય દેહ ગતિવંત, સોલ ચિન્હ સાજમાં રે. મારે ઘેર. ૪

થઈ મુજ પર કરૂણા લહેર, સેર સુધા તણી રે;
ત્યારે ગયુ કળીમલનું ઝેર, વેર વિષયે હણી રે. મારે ઘેર. ૫



જેમ ઉડઘણ મધ્યે ચંદ્ર, તેમ સંતમાં રહ્યા રે;
કરી જ્ઞાન પ્રકાશ ગુણ ગ્રંદ વ્રંદ, વાણી વહ્યા રે. મારે ઘેર. ૬

ઝરે નયણે અમરીસ ધાર, સાહ્ય કરવા તણી રે,
ધન્ય ધન્ય ધન્યગુરૂ દાતાર, મલીયા મહામણી રે. મારે ઘેર. ૭

કર્યો અહંબ્રહ્મનો ઉત્થાપ, સ્થાપ અંશનો કર્યો રે,
અંશનું ચૈતન્ય બ્રહ્મ વ્યાપ, એમ પતિને વર્યો રે. મારે ઘેર. ૮

મારે ખીલી અનુપમ રે'ણ, વેણ ગુરૂનાં ગ્રહી રે;
ઉગ્યું પૂર્વ તણું શુભ લેણ, દેણે મલીયા હરિ રે. મારે ઘેર. ૯

ગુરૂ પરમ કૃપાળુ દયાળ, મરાળ હરિ પંક્તિના રે;
જીવને દેછે મૂક્તાહાર, ભાવ જોઈ ભક્તિના રે. મારે ઘેર. ૧૦

ગુરૂ સંત શિરોમણી યાર, હાર હરિજન હૃદે રે;
બહેકે સુગંધ અનુભવ સાર, સુરતા સદપદેરે. મારે ઘેર. ૧૧

શુદ્ધ સક્રત પતિ સો પૂજય, ગુહ્ય કથવાવતા રે;
ગુરૂ પાવન કરીને મુજ, સૂઝલખવાવતા રે. મારે ઘેર. ૧૨

ગુરૂનો જાણી યથાર્થ ભેદ, છેદ ભવનો કર્યો રે;
મારી સફળ ફળી ઉમેદ, સુખ સાગરે ઠર્યો રે. મારે ઘેર. ૧૩

ગુરૂ પરમ ચિંતામણી અનુપ, ભૂપ સર્વેશ્વરા રે;
ગુરૂતો કહીયે હરિનું રૂપ, કુપ ભવથી પરા રે. મારે ઘેર. ૧૪

જેનો અગાધ બોધ ટંકાર, સાર્દુલના સમો રે;
સૂણી ગજ જુથ પામે હાર, તેમ આવરણ અમો રે. મારે ઘેર. ૧૫

ગુરૂ પરમારથ દે જ્ઞાન, ધ્યાન સાનની કળે રે;
તનમન સાટે દે છે દાન, અન્યથી નહિ મળે રે. મારે ઘેર. ૧૬





ગુરૂ પૂજેતો પૂજાય, પાય સૌ દેવના રે;
ગંગા યમુનાનાં તે રજ ચાહાય, ગુરૂ સંત સેવના રે. મારે ઘેર. ૧૭

એમ જાણો ગુરૂનો ભેવ, સેવ સમર્થ છે રે;
ત્યારે તુષ્ટ થાય ગુરૂદેવ, વિના સૌ વ્યર્થ છે રે. મારે ઘેર. ૧૮

જેનો હોય ગુરૂ પર લક્ષ, પક્ષ તેની કરે રે,
અન્યો અન્ય એ ધ્યાતા ધ્યક્ષ, દિક્ષામાં અમી ઝરે રે. મારે ઘેર. ૧૯

ગુરૂના શબ્દ તણી જે ધૂન, મૌન કરે વૃત્તિયો રે,
સુરતા જઈને મહા શૂન્ય, સ્વરૂપને સ્મર્તિયો રે. મારે ઘેર. ૨૦

કરે જપ તપ તિર્થે સ્નાન, દાન દાનેશ્વરી રે,
વળી વ્રત વાહન ત્યજી, ધાન્ય જાગ જાગેશ્વરી. મારે ઘેર. ૨૧

બહુ વન વસતા લઈ યોગ, વિયોગી હરિ તણા રે,
મને સહેજે કરાવ્યો સંયોગ, અહોગુરૂ નહિ મણા રે. મારે ઘેર. ૨૨

ગુરૂ પરમ પ્રકાશ કરન, હરણ અઘ આઘનું રે;
**બાલકૃષ્ણ** હવે રહો મગ્ન, લગ્ન કરી મહાદનું રે. મારે ઘેર. ૨૩

## ધોળ પદ ૮

મમ સુરતા કરૂ સન્માન, પિયા તુમ આવોગી.
મેરે નહિ કુછ તુમ સમાન, છટક કીત જાવોગી. ટેક.

મેંતો હોંશ ધરી હોંશિયાર, યાર કરવાવનગી,
મેંતો ફરૂં અપને સંગ લાહાર, પ્યારી તુમ કહાવનગી.
મમ સુરતા. ૧

મેં બહોત જન્મકી બીછડ, દુલાગન બની અબહી;
અબ પીછે ફરૂંગી પકડ, જાને દેઉ નહિ કબહી. મમ સુરતા. ૨



મેં પૂછે કાજી ઓરૂ પીર, મુલ્લાં મત લેત થકી;
તો કોહુ કરત નહિ સ્થિર, ખોજ દઈ ખાવનકી. મમ સુરતા. ૩

દેખદેખ થકે કુરાન કિતેબ, ઓરૂ સરીયતકી;
ત્રીખત હકીકત ફૂર્માન, પિછે જોઈ મારફતકી. મમ સુરતા. ૪

ઓ બહોત કથે કરી ખાઁત, ભ્રાંત નહિ જાએગી;
નિશાન મીલે બિનું શાન્ત, દુલાહ નહિ પાએગી. મમ સુરતા. ૫

મહા મુસીબતસે પાયે, આયે એક અજબ અહાં;
ઓ સૌને બતાવ્યા સોય, શાન કર સેજન મહાં. મમ સુરતા. ૬

મેં વિવેક વસાણું પાવું, થાવુ અલ મસ્તાંગી;
તો લગે હમેરો દાવું, રહાવુ તુમસે રંગી. મમ સુરતા. ૭

મેં પ્રેમ પુષ્પકા હાર, પ્યાર કર અર્પુંગી.
ઔર તોરા કલગી સાર, ઉદારમન તર્પુંગી. મમ સુરતા. ૮

ફરૂ ચિત્ત ચિત્તવનકી પુરી, તિવ્ર બીડી તંબોલકી;
મેં પીયું રીઝાવન પુરી, ગાવત ધૂન્ય સત્ય બોલકી. મમ સુરતા. ૯

તુમતો સત્યમાં હો રાચ, સાચ દલકા દેખી;
તો મુઝે રખુંગી સાચ, પિયા તુમ દિલ પેખી. મમ સુરતા. ૧૦

હવે ક્યૌ કર જાઓ પીયા, દીયા બંધ સાચનકા;
મેં વણ બંધે બંધ દીયા, **બાલકૃષ્ણ** કહે મનકા. મમ સુરતા. ૧૧



## ધોળ પદ ૯

(રાગ - સુરતા લાગી છે જેની ભ્રમણા ભાગી છે તેની)

આદ્ય મધ્ય અંતે સ્વામિ કેવલ સાચા;
અવર સંબંધી અહીંના સર્વે છે કાચા...ટેક.

માતા પિતા સુત બંધુ દોલત દારા;
વિશ્વની વસ્તુ સર્વે સ્વપ્ન સમારા. સ્વામિ કેવલ. ૧

સાચાની ભક્તિ તો સાચી રે કરવી;
અજંપા વૃત્તિ હરિમાં હરદમ ધરવી. સ્વામિ કેવલ. ૨

સ્વપ્નામાં રાજ્ય કર્યું કે ભીખ જાચ્યા;
જાગ્રત થયે નહિ ભિક્ષુક કે રાજા. સ્વામિ કેવલ. ૩

તેવી સ્વપ્રા જેવી સકલ સમૃદ્ધિ;
તે નિત્ય વિવેકે જુઓ ભક્તિનો વિધિ. સ્વામિ કેવલ. ૪

સાચા પ્રભુના આપણ અંશાત્મક સાચા;
ઉભયેની ઐક્યતા ત્યાગી અન્યે શું રાચ્યા. સ્વામિ કૈવલ. ૫

દિવ્ય દૃષ્ટિવંત હરિને જુએ રે હજુર;
સર્વજ્ઞ બ્રહ્મવૃત્તિ હરિની ભરપુર. સ્વામિ કૈવલ. ૬

ચૈતન્ય રૂપી ચૌટે સચેત થઈ ચાલો;
કૈવલ કરૂણાસિંધુ મહાદમાં મહાલો. સ્વામિ કૈવલ. ૭

કર્મ આવરણ કેરો પડદો છે આડો;
આત્મગમ વિના બેઠા બાંધીને વાડો. સ્વામિ કૈવલ. ૮

વૈરાગ્ય વહનિ વિના કર્મ કોણ બાળે,
કર્મના લોપ વિના વળગ્યા જીવ જાળે. સ્વામિ કૈવલ. ૯

જુઓરે અજામેધે વૈરાગ્ય ધરીયો;
પ્રાતિક સૌ પ્રલે કરી સ્વર્ગે પરવરીયો. સ્વામિ કૈવલ. ૧૦

માણકી ગુણકા મોહ ત્યાગીને જાગી,
વૈકુંઠ સુખ તણી થઈ રે સોહાગી. સ્વામિ કૈવલ. ૧૧

ઉગ્ર વૈરાગી નાઠા ગર્ભથી સુખદેવ;
પંચમ ભૂમિનો કર્યો શુદ્ધ અહંમેવ. સ્વામિ કૈવલ. ૧૨

ઉદાલક જમદગ્ન રહ્યા શુદ્ધ સાને,
સપ્તમી ભોમે ઠરી રહ્યા ઉનમાને. સ્વામિ કૈવલ. ૧૩

જેવી ગતિના ગુરૂ જેને રે મલીયા;
તેવા સિદ્ધાંત ચોટે સિદ્ધ થઈ ગળીયા. સ્વામિ કૈવલ. ૧૪

અકલ આરત સુરતા સૌને સામાન્ય;
તંતુના ભેદે ભિન્ન ભિન્ન મત જ્ઞાન. સ્વામિ કૈવલ. ૧૫

શ્રીમત્ કુવેર ગુરૂ કૈવલ, વેત્તા,
જન બાલકૃષ્ણને પરમપદ દેતા. સ્વામિ કૈવલ. ૧૬

## ધોળ પદ ૧૦

સંત સમાગમ ભક્તિ કરો મારા ભાઈ,
સંત સમાગમ તે તો સદા સુખ દાઈ....ટેક.

ભક્તિની યુક્તિ તો સંત પિછાને;
સતંત સુરતા કરી તુરત ઘેર આણે. ભક્તિ કરો. ૧

સતંત સંધી મળે થાશો સ્વરૂપે;
અવર કર્મોથી ભરમી જાશો ભવકૂપે. ભક્તિ કરો. ૨



અનેક જન્મની ભૂલ ગુરુ સંત ભાંગે;
સદ્‌ગુરૂ વચને અજ્ઞાન ઊંઘથી જાગે. ભક્તિ કરો. ૩

દુર્લભ મનુષ્ય દેહ સંત સેવાનો,
ગુરુશ્રીના વચનોની શાને રહેવાનો. ભક્તિ કરો. ૪

દુર્લભ પદનું સુર્લભ સેહેજે રે થાશે,
અહંતા મમતા તન ને મનથી જો જાશે. ભક્તિ કરો. ૫

જીવ બુદ્ધિયે હરિ નહિ પરખાએ;
સંત મલે સાચે સાચું નિરખાએ. ભકિત કરો. ૬

નિરખી પરખીને સંત સેવો સુભાવે,
ગયેલો અવસર ફરી નજરે ન આવે. ભક્તિ કરો. ૭

પંચીકરણનો ભાગ ત્યાગ કરાવે;
આપનું આપ હરિ માંહી સમાવે. ભક્તિ કરો. ૮

ગગનમંડળનો પીઓ અમીરસ પ્યાલો;
આવાગવનને ટાળી અમર થઈ મહાલો. ભક્તિ કરો. ૯

ચૌદ ભુવન દેવ લોકનાં રે કહીયે;
તાતે વર્જીત ગુરૂ લક્ષ તો રહે છે. ભક્તિ કરો. ૧૦

દેવ રીઝે તો નિજ આશ્રમ લઈ જાવે,
સંત રીઝે તો અજર અમર કહાવે. ભક્તિ કરો. ૧૧

ચૌદે દેવોની આણ્ય દેવ લગી ફરતી;
સંતોની આણ્ય ચાલે થઈ ચક્રવર્તિ. ભક્તિ કરો. ૧૨

દેવોને સેવ્યે દેવ ગતિ રે થાવે,
સંતોને સેવ્યે સાક્ષી રૂપ થઈ જાવે. ભક્તિ કરો. ૧૩



સર્વાન્તરયામી ચુકી થયો જીવ વિધે,
આશા બંધી થઈ પેઠા મંદિર મસીદે. ભક્તિ કરો. ૧૪

શ્રીમત્ કુવેર ગુરૂ નારાયણ કૃપાળુ,
કહે **બાલકૃષ્ણ** ભક્તોના પ્રતિપાળુ. ભક્તિ કરો. ૧૫

## ધોળ પદ ૧૧

સત્ કૈવલ પ્રભુની કરૂણાઓ કેવી,
વિના બિંદુએ સિંધુ ભરીયા છે એવી. ટેક.

સૃષ્ટિની વ્યષ્ટિ પહેલું શુન્ય બ્રહ્માંડ,
એક બીજ કલપ્યું તેમાં અગણિત ઈંડ. પ્રભુની. ૧

અખીલ તનુનાં અંકુર કલીયાં બહુ ખંતે,
યથા અનુકૂલ સુખદાઈ વસીયા અલગાંતે. પ્રભુની. ૨

જન્મતા પહેલી જુક્તિ પયની પુરેલી,
ઈંડ બીજ જરાયુમાં જોઈતી ભરેલી. પ્રભુની. ૩

સ્વેદ જરાયુ ઈંડ ઉદ્‌બીજ ખાણો,
લક્ષ ચોરાસી બાંધ્યાં અખૂટ પ્રમાણો. પ્રભુની. ૪

સૂક્ષ્મ મહાદ્ તત્ત્વો શૂન્યમાં શમ ભરીયાં,
સ્થુલાદી તનુમાંહી અરસ્પર સરીયાં. પ્રભુની. ૫

પ્રભુનો પ્રકાશ બ્રહ્મ તે પર અંશ.
તનના શિખરમાં સર્વે વસાવ્યો વંશ. પ્રભુની. ૬

અંશ ચૈતન્ય વૃત્તિ બ્રહ્મમાં ભળીને,
પ્રણવ વ્યાપક થયો તનમાં મળીને. પ્રભુની. ૭



તનમાં વિષયાનંદ ઈંદ્રિ ત્રિગુણ,
ઓતપ્રોત ભરી રિદ્ધિ પ્રભુએ નિપુણ. પ્રભુની. ૮

નખશિખ સાજ રચ્યો તનનો આ કેવો,
હરિપદ ભૂલી ભૂકતે વિષયાનંદ મેવો. પ્રભુની. ૯

એક એક કરૂણા ચૌદે દેવોમાં પ્રેરી,
કરૂણેશ ભૂલ્યા જીવો દેવ રિદ્ધિ હેરી. પ્રભુની. ૧૦

નિજ પદ ભૂલી ભૂલ્યા પરમ કૃપાળુ,
અન્ય માર્ગી થાએ તો પણ સુખદે દયાળુ. પ્રભુની. ૧૧

કર્મ સંસ્કાર જીવ સુખ દુઃખ સહેતા,
તનનો વૈભોગ પ્રભુ તો પરિપૂર્ણ દેતા. પ્રભુની. ૧૨

ઋતુઓ રચાવી ખટ રસની શી ખૂબી,
વૃક્ષમાં ફળ ભરીયાં પાન કંદ ઉબી. પ્રભુની. ૧૩

ગર્ભ સ્થળે તે કેવું યત્ન કરે છે,
જઠર અગ્નિના જેવાં વિઘ્ન હરે છે. પ્રભુની. ૧૪

અધર પાણીની ઉપર પૃથ્વિ રહે કેવી,
અધર ગગને ગોળા જુઓ છો એવી. પ્રભુની. ૧૫

જડ ને ચૈતન્યનો યોગ, પાકો જમાવ્યો;
અબંધ શ્વાસા ચૌદ ચક્રે બંધાયો. પ્રભુની. ૧૬

આ સકલ કરુણા દીધી કૈવલ કર્તાએ;
કહે **બાલકૃષ્ણ** જોઈતી રિદ્ધિ તે ભરે. પ્રભુની. ૧૭





# ધોળ પદ ૧૨

(રાગ - આટલો સંદેશો મારા...)

આટલી અરજી તે મારી ગુરુ ઉર લેજો,
દયા દૃષ્ટિએ જીવ પર જોજો. ટેક.
કર્મનો બંધ પ્રાણી જ્ઞાન ન જાણે,
મુર્ખાને માટે સુખ દુઃખ સહેજો. અરજી તે મારી. ૧

પાપી પ્રપંચી તારૂં અંતે શું થાશે?
પાસે બોલાવી એવું કહેજો. અરજી. ૨

સંત સેવામાં નિત્ય પ્રીતિ જોડાવી,
પૂર્વેનું પ્રાયશ્ચિત સૌ ધોજ્યો. અરજી. ૩

ક્યાંથી આવ્યો ને જીવ ક્યાં તું જવાનો,
કોહમ્ કર્તાની વળી કહેજો. અરજી. ૪

કર્મ ઉપાસનાનો કીલ્લો તોડીને,
જ્ઞાન શિખરનું અમૃત વહેજો. અરજી. ૫

ભજનાનંદ ભોગે વિષયાનંદ ત્યજાવી,
હર્દમ સંયમમાં જોડી દેજો. અરજી. ૬

પંચ ભૌતિક ભાગ ત્યાગ કરાવી,
સાક્ષીના સાક્ષી રૂપ ત્યાં રહેજો. અરજી. ૭

અધિકારી ગુરુ અધિકાર જો આપે,
ત્યારે ભોગવશે મહાપદ મોજો. અરજી. ૮

**બાલકૃષ્ણના** બેલી થઈને દયાળુ,
શ્રીમંત્ કુવેર મુજકર ગ્રહેજો. અરજી. ૯



## ઘોળ પદ ૧૩

(રાગ - ફેર)

જીવ જોને તું ઉર વિચારી રે,
ગયો મનુષ્ય ચિંતામણી હારી. ૧

છળ કપટ પ્રપંચ કરીને રે,
ખોટાં કર્મનો ભાર ભરીને રે. ૨

બહુધા ઋણમાંહી બંધાયો રે,
આવ્યો અવસર છેક ગુમાવ્યો રે. ૩

વિષયાનંદ વારીમાં રમતો રે,
ત્રિવિધ તાપમાં દેહ દમતો રે. ૪

ભવ સિંધુમાં ડુબ્યો સંસાર રે,
તેના તારક ગુરૂ ગતિયાર રે. ૫

એવા ગુરુથી વિમૂખ શું રહેતો રે,
ખોઈ પારસ પથ્થર ગ્રહેતો રે. ૬

હરિના અંશ પરમારથ કરવા રે,
આવ્યા અવનીમાં આવ્રણ હરવારે. ૭

એવા સંત હરિ રૂપ જાણો રે,
ભિન્નભાવ રખે લેશ આણો રે. ૮

તારા પૂણ્ય તણો નહિ પાર રે,
સહેજે સંત પધાર્યા છે દ્વારે રે. ૯

આળસુ ઘેર ગંગાજી આવ્યાં રે,
મહામૂક્ત પરમપદ લાવ્યા રે. ૧૦

કેમ આનંદ ઉર નહિ થાતો રે,
સંત દેખીને શિદ દુભાતો રે. ૧૧



સંત વિના અંતે કોણ બેલી રે,
મારૂં માન્યુ તેતો જાવું મેલી રે. ૧૨
માટે માન મૂકી પાયે નમવું રે,
તન મન ધન અર્પિને ગમવું રે. ૧૩
પ્રેમે પુજી ચરણોદક પીઓ રે,
ત્યારે પ્રગટે અંતરમાં દીવો રે. ૧૪
સમાગમમાં સદા મન ગાળો રે,
લેવા અનુક્રમ અનુભવ વાળો રે. ૧૫
બની સાધક સાધન કરશો રે,
મિથ્યા મોહ માયા જલ તરશો રે. ૧૬
ગુરૂ જ્ઞાન ગંગા ઉલટાવે રે,
લેહેરી ઉલટ સુલટમાં સમાવે રે. ૧૭
એનો મહિમા જાણે જન કોઈ રે,
જેને શમ દમાદિ ગમ હોઈ રે. ૧૮
તેની સુરત સ્વરૂપે સમાણી રે,
દ્વૈતાદ્વૈત થયું લુણ પાણી રે. ૧૯
આતસબાજી આ ખેલ સ્વપ્નાનો રે,
જ્ઞાન કાલે પ્રલય ઉત્પન્નનો રે. ૨૦
માયા મૃગ જલ તૃષા ન ભાગે રે,
સ્વપ્ને ભોજન કર્યું વ્યર્થ લાગે રે. ૨૧
જોવા માત્ર ઝાકળ જલ વૃષ્ટિ રે;
તેવી વિશ્વની વ્યષ્ટિ સમષ્ટિ રે. ૨૨
રખે સાચું માની છેતરાતો રે,
સંકલ્પીમાં સંકલ્પ સમાતો રે. ૨૩
સંકલ્પી છે કૈવલ પતિ કર્તા રે,
**બાલકૃષ્ણ** બાજી રચી હરતા રે. ૨૪



## ધોળ પદ ૧૪

આવોરે આવો અનૂભવીયા ઓ સંત,
આપણ અનુભવનો રંગ રેલીયે રે;
ભલે પધાર્યા મારા મન ગમતા મહંત,
તમ ચરણે ચિત્ત વૃત્તિ મેલીયે રે. ૧

મુજ અંતરમાં જાગ્યો છે વૈરાગ,
જોવા ભકિત ક્રમના ભગને રે;
ભવ સાગરમાં ભટક્યો છું બહુ વાર,
માટે સફળ કરો વૈરાગને રે. ૨

પ્રમાણ કરી મેં પકડ્યા પાખંડ પક્ષ,
અભિમાની થઈ ભુલ્યો બ્રહ્મને રે;
ભૂલી ભટક્યો ભવ ભ્રાંતિની માંહાંય,
અટક્યો આ તરફી જોઈ ક્રમને રે. ૩

વૃત્તિ ખુપે સૌમાં જોવા ખોડ,
પણ નહિ ગોતે ચૈતન્ય વિશ્વમાંરે;
ઉપલક વેત્તા થઈને ગોળે ગોળ,
પોખે વ્યાપક બ્રહ્મ ધુન જીવમાં રે. ૪

આત્મ પ્રદેશે થઈ રહ્યો અંહકાર,
શ્રી ગુરૂજી વૈદ્ય વિવેકી શોધતો રે;
જ્ઞાન ગોળીયો અનુભવથી અંજાય,
ત્યારે છે તેવું દિવ્ય ભાસતો રે. ૫

જ્યાં જોઈએ ત્યાં બોલે હરિના અંશ,
પણ નહિ દર્શન કે નહિ ભાવના રે;
જ્ઞાન વિનાનો દેહાવરણ દેખાય,
ત્યારે સંત કરૂં તમ ચાહના રે. ૬



દયા કરીને પ્રભુ દર્શાવો દેદાર,
દેહાતિત દેહથી જે પરો રે;
યોગ મલ્યો છે કરૂણાસિંધુ આજ,
હવે નહિ રાખો અંતર આંતરો રે. ૭

શું ત્યજવું શું ભજવું લઈને લક્ષ,
કેવી સાધક રેણી સાધવી રે;
ભેદ રહીત છે વેદ તણો ઉપદેશ,
તો કઈ પેરે તે આરાધવી રે. ૮

શ્રીમત્ કુવેર કરવા જનનું કાજ,
લાવ્યા નરવેદ સિંધુ સંગમાં રે;
**બાલકૃષ્ણ**ની અરજ સુણી મહારાજ,
રીઝયા જન પર અતિ ઉમંગમાં રે. ૯

## ધોળ પદ ૧૫

સાંભળજો મારા ચતુર હરિના જન,
ગુરૂ શ્રી કહેતા તે કહું સર્વને રે;
અદ્વૈત બુદ્ધિ રાખે તેને ધન્ય,
મુકી માન ઈર્ષા ગર્વને રે. ૧

હરિના જનને જાણો હરિ સમાન,
બ્રહ્મદશાએ ભેદ નહિ ભાસતા રે;
ઘટ ઘટ પ્રત્યે પ્રગટ્યો આત્મભાણ,
ચૈતન્ય મય સઘળે પ્રકાશતો રે. ૨

વ્યવહારિકમાં વરણાવરણી ભેદ,
પણ તેવું નહિ આવ્રણ જ્ઞાનમાં રે;
નિરાવરણી કહે છે આત્મવેદ,
એ સિદ્ધાન્તે સમજો સાનમાં રે. ૩



જુઓ પ્રતીતિ આણીને પ્રમાણ,
પૂર્વે ભક્ત થયા ભવમાં ઘણા રે;
નથી રહ્યું ત્યાં નિચ ઉંચનું પ્રમાણ,
સર્વે અંશ વિશેષી હરિ તણા રે. ૪

સંસ્કારી હોય મન તનનાં અંકુર,
તો પછી આત્મિક બળ બહુ આવશે રે;
જુઓ સુપત રોહીદાસ વાલ્મિક કુળ,
તે જોઈ ગુમાર ગર્વ ઉતારશે રે. ૫

સાધકને નહિ બાધક કરતી કાય,
જે જ્યાં ને ત્યાં રહેશે ઠામમાં રે;
ચૈતન્ય સાક્ષી સ્વયં પ્રકાશીક જાય,
પોતે પરમ કૈવલના ધામમાં રે. ૬

ભાગ ત્યાગની ભક્તિથી દ્રઢ થાય,
શું ભજવું શું ત્યજવું તેહને રે;
ભવ સાગરમાં જીવન મૂક્ત જણાય,
મિથ્યા મૂકી આવ્રણ દેહનું રે. ૭

સમદર્શીનું લક્ષણ એ કહેવાય,
જે કોઈ ગુરુ લક્ષે આધિન છે રે;
અવર મતિના આ તરફનું ગાય,
તેતો આત્મગતિથી ભિન્ન છે રે. ૮

પ્રશ્ન તણો એ ઉત્તર આ પદ મ્હાંય,
ગુરૂ નારાયણ કહેતા તે કહ્યો રે;
**બાલકૃષ્ણ** એ વેદાંતનો મહિમાય,
ષટ સંપત્તિ સાધનથી લહ્યો રે. ૯



## ધોળ પદ ૧૬

નિકટ વસે તેને નિરખે કોઈ, પરખે જોઈ પ્રકટ સ્વયં પ્રકાશ રે;
અદ્વૈત બ્રહ્મ અખંડ જે, આત્મ હરિનો ભાસ વિભાસ રે. ૧

ભાસ વિભાસ પ્રકાશતે, પિંડ ને બ્રહ્માંડમાં વ્યાપ રે;
પિંડ બ્રહ્માંડને ભેદવા, ગુરૂગમી ખોજે આપનું આપ રે. ૨

સુક્ષ્મ ગતિ અતિ સરળ છે, સેહેજ સમાધી ઉપાધી રહિત રે;
વિણ પ્રયાસની ઉપાસના, ઉપાસ્ય વસ્તુ તે તત્વાતીત રે. ૩

શુદ્ધ સનાતન સાધના, સાધે કોઈ અધિકારી અંશ રે;
ષટ સંપત્તિ દિવ્ય ભોગવે, સંત ગતિનો તેતો વંશ રે. ૪

ચક્રવૃત્તિ ગતિ વેદની, સાધતા સુરતે પ્રણવ ધુન રે;
ધુન શમે જઈ શૂન્યમાં, અખંડ ઉજાગૃત ઉનમુન રે. ૫

વેદ તણો ભેદ એજ છે, શ્રોત કે સ્માર્તક પાળો ધર્મ રે;
શ્રવણ મનન કરો સંતથી, જાણવા નિદિધ્યાસીક મર્મ રે. ૬

કર્મ ધર્મ વ્રત વાસના, જપતપ તિર્થે જઈને સ્નાન રે;
અન્ય ભક્તિ દાન પુણ્ય એ, નવ કહીયે આત્મ નિવેદન જ્ઞાન રે. ૭

પંચીકરણ ભાગથી પરો, પરમ પવિત્ર આત્મ પક્ષ રે;
સદ્‌ગુરૂનું દ્વાર ખોલતાં, બોલતા કેરો જાણે લક્ષ રે. ૮

લક્ષ સ્વરૂપી ગુરુ ગણો, લક્ષતા રૂપી જાણે શિષ્ય રે;
એવા ચૈતન્ય મય યોગથી, હાલ હજુરમાં શ્રી જુગદીશ રે. ૯

જ્ઞેય ધ્યેય ગુરૂ શિષ્ય તે, જીવન મુક્ત સ્વરૂપાકાર રે;
બિંદુ સમોસિંધુ દેખતો, ધરણી તે ગૌપદને વિસ્તાર રે. ૧૦

છે નથી તેવી આ જગતની, વ્યક્તિષુ રાખતા વૈરાગ રે;
દિર્ઘ દ્રષ્ટિના તે હંસલા, કરી શકે પાખંડ પરી ત્યાગ રે. ૧૧

શુદ્ધ કૈવલ પતિ અંશ છે, પ્રતિબિંબ જ્યોતિને જોનાર રે;
ઓતપ્રોત વસે એકઠા, આત્મ હરિમાં એકાકાર રે. ૧૨

જીવન મૂક્તાફળ તે જમે, શ્રી કરૂણાસિંધુમાં ઝીલનાર રે;
જીન **બાલકૃષ્ણ** તો ભૂખ ટળે, જન્મ મરણ રૂપી ભવ ભાર રે. ૧૩

## ધોળ પદ ૧૭

(રાગ - ગરૂડે ચઢી આવજો)

અરજ મારી સુણજો અલબેલા,
દયાદીલ આણજો રે સવેળા. ટેક.

અંતરે રીપુ રહ્યા છે છુપેલા;
રાખે છે ત્રિવિધિ તાપે તપેલા,
પ્રભુ વ્હારે ધાજ્યો તમે વહેલા. અરજ. ૧

આ ભવસાગરની મધ્યે ભ્રમાઈ,
શાસ્ત્રીય ન્યાયનું નાવ ગુમાઈ;
રહી જંજાળ જાળે ફસાઈ. અરજ. ૨

કાળ પારધી તો દયા નવ આણે,
મચ્છ મગર મોહ મત્સર તાણે;
જાશે સંશય સંકલ્પે પ્રાણે. અરજ. ૩

કામ ક્રોધ ને કુટુંબનો કાહારો,
લોભ લુચ્ચે પકડ્યો હાથ મારો;
મારે રજતમનાં હથિયારો. અરજ. ૪

ભ્રમ સંકટ આવ્યું ભૂધર મારે,
આ સર્વ શત્રુમાં કોણ ઉગારે;
સર્વે મારે છે પણ નવ વાળે. અરજ. ૫

જ્ઞાન ભક્તિ વૈરાગ્યનાં વહાણો,
અકલ સુરતનાં ભરીયાં રે નાણાં;
ડૂબી ગયો એ માલ લાખેણો. અરજ. ૬



ભૂલી આરત ને દેશ હમારો,
નિજ જાત ભાતનો થયો રે વિસારો;
ત્યારે પ્રભુજી કરૂં છું પોકારો. અરજ. ૭
આસપાસ હું જોઉ છું રે, જ્યારે,
મહા ભય ઉપજે છે મને ત્યારે;
કરુણેશ્વર ધાજો આવો રે. અરજ. ૮
સહાય કરો તો આવો સવેળા,
થાવોને સત્વર મટી નમેરા;
પ્રભુ કલ્પાંતે ધર્મ તમારા. અરજ. ૯
દ્રૌપદીનો ધ્રુજારો મટાડ્યો,
કૌરવોનો મદ માન હઠાડ્યો;
સભા દેખતાં શોક ઘટાડ્યો. અરજ. ૧૦
તમે લૌકીકિ લજ્યાયો રાખી,
ધર્મ તણા થાઓ છો રે સાક્ષી;
એવી આશાયે આ સ્તુતિ દાખી. અરજ. ૧૧
વિદુર નારી તે સંકટ પામી,
અખે પાત્ર જોઈને વિરામી;
દુર્યોધન જમાડ્યો હરામી. અરજ. ૧૨
મહેતા નરસૈને રહ્યા રે હજુર,
હુંડી મામેરૂં ભરી ભરપુર;
અન્ય ઉપાધિયો કરી દુર. અરજ. ૧૩
ગજની સહાયે ગયા ગીરધારી,
પાયા મીરાંને અમૃત વારી;
ભાગી ભક્ત ભીડો મહાભારી. અરજ. ૧૪
અન્ય ભક્તોને મહાસુખ દીધું,
સેના કાજે સેનાપદ લીધું;
રાખ્યુ ભક્ત ભૂષણ ઘણું સીધું. અરજ. ૧૫





સંસારમાં એ સૌને શોભાવ્યા;
સંકટ ટાળવા સન્મૂખ આવ્યા;
પ્રેમ માટે લૌકિકે લોભાયા. અરજ. ૧૬

સકલ ભક્તોનું લૌકિક કીધુ,
જેણે ઈચ્છયું તેને તેવું રે દીધુ;
મુજને દયો અલૌકિક રિધ્ધુ. અરજ. ૧૭

બાહ્ય શત્રુનો ડર નહિ મુજને,
મિથ્યા માટે નહિ શ્રમ દેઉ તુજને;
પ્રભુ આવો કરી નિજ બુઝયને. અરજ. ૧૮

લૌકિક તન મર્યાદા રે જુઠી,
તન પડતાં તેતો જાય ઉઠી;
પણ આપો અવિચળે મુઠી. અરજ. ૧૯

અવિચળ સુખ સંપત્તિ કમાતાં,
રાખું અંતરના શત્રુ દમાતાં;
ત્યારે છુટુ આ ભવમાં ભ્રમાતાં. અરજ. ૨૦

અંતરના શત્રુ હણવાને,
ગુણ તમારા બેઠો ગણવાને;
કૃપાવંત થશો સુણવાને. અરજ. ૨૧

કરૂણાસાગર ગુરૂનું રૂપધારી,
શબ્દ પ્રહારે શત્રુઓ સંહારી;
લેશો આત્મ સ્વરૂપ ઉગારી. અરજ. ૨૨

નાભીનો પોકાર સૂણી મહારાજ,
ઈચ્છિત પૂર્ણ કરો પ્રભુ આજ;
રાખો **બાલકૃષ્ણ** તણી લાજ. અરજ. ૨૩



# ધોળ પદ ૧૮

(રાગ - ફેર)

મારા વાલમ વહેલા પધારશો,
વેરી વિયોગ સહ્યો નહિ જાય.
મારા વાલમ વહેલા પધારશો. ટેક.

તમો વિના સુનું જાણે સૌ થયું,
એવું આજે વૃત્તિમાં જણાય;
ગામ ધામ ને જ્યાં નિજ બેસણાં,
સર્વે મહાવન સમ વર્તાય. મારા વાલમ. ૧

સુંદિર વદન નિહાળી નૈણે ઠરૂં,
દેખી દીલનો તાપ બુઝાય;
વળી હેતે હરિજનો આવતા,
દ્વારે જ્ઞાન ગંગા ઉભરાય. મારા વાલમ. ૨

અખંડાનંદ અનુભવ રેલતા,
સૂણી વૃત્તિ લક્ષાકાર થાય;
એવો દિવસ ફરી ક્યારે પામીશું,
હાથે આવ્યો ચિંતામણી જાય. મારા વાલમ. ૩

મારા સુખની સિદ્ધિ પ્રભુ લઈ ચાલ્યા,
અમો ભાગ્ય અભાગ્ય કહેવાય;
પ્રાણવાયુ તે પ્રાણ વડે ચાલતો,
તેવો સંબંધ તમારો સદાય. મારા વાલમ. ૪

જળના જંતુ રહે જેમ જળ વિષે,
તેને વિયોગ થતાં કેમ થાય;
તેવું સંકટ આજે વિયોગનું,
સાચા સેવકને તે સમજાય. મારા વાલમ. ૫



સાચી અરજ સ્વીકારો આ ઉરની,
રખે જાણતા જુટ્ઠી જરાય;
હેત પ્રીતિ છે તેમાં વધારશો,
નહિ વિસારશો ગુરુ રાય. મારા વાલમ. ૬

દયાવંત હું દિલથી ન વિસરૂં,
તેવી કરુણેશ કરજો કૃપાય;
પરમ પાવન જાણી પદ આપનું,
બાલકૃષ્ણ ચરણ રજ ચહાય. મારા વાલમ. ૭

## પદ ૧૯

સાંભળ રે મન શીખ તું મારી,
અંત સમે તુજને સુખકારી;
મિથ્યા અહંતા મમતાને મારી,
તો સારી રહેણી સંતની ગ્રહોરે. ટેક. ૧

જુઠ પ્રપંચ દગો દંભ છોડી,
માયિક મનોરથથી મન મોડી;
પર નિંદા દ્રોહ કલ્પના તોડી,
તો બહીરંતર નિર્મળ રહો રે. ૨

વળી આચારનો વિચાર કરવો,
હરેક પ્રાણી પર પ્રેમ આદરવો;
પર દુઃખ ભંજન ધર્મ અનુસરવો,
તો કર્મ બંધન નહિ થાય તેરે. ૩

દયા દીનતા દાસત્વને સેવી,
સંત ચરણરજ નિત્ય પ્રીત્યે લેવી;
ભક્તિના માર્ગની નીતિ છે એવી,
તો સંસ્કારીયે સચવાય છે રે. ૪





પંચ વિષયના વિકાર જો ત્યાગે,
ષડરિપુનું સામર્થ્ય રે ભાગે;
આત્મ રત અંતરથી જાગે તો,
અલભ્ય લાભ કમાય છે રે. ૫

સહજ સ્વભાવથી જીવન ગુજારે,
સંતોષ શાન્તિની હોય રિદ્ધિ જ્યારે;
નિત્યાનિત્યનો વિવેક વિચારે,
તો દિવ્ય સંપત્તિ સધાય છે રે. ૬

સત્ય સિદ્ધાન્તમાં સમજી શમે છે,
પ્રાણ રોધિ દશ ઈંદ્રિ દમે છે;
જ્ઞાન ભક્તિ વૈરાગ્ય ગમે છે તો,
મસ્ત બને ગુરૂ સંતથી રે. ૭

સંત શિરોમણી કુવેર સ્વામિ,
સાન ગ્રહી મમ સુરત વિરામી;
**બાલકૃષ્ણ** બને ગગન ગામિ તો,
છુટે ઉપાધી અનંતની રે. ૮

## પદ ૨૦

સ્વરૂપે શમ્યા નહિને મોક્ષ શું માને.
ચૈતન ચિન્યા વિના રહેતા શું ધ્યાને;
જડ ભજી જડમતિ થઈ છે અજ્ઞાને,
તો બહીર પુજા બહુ આદરી રે...૧

બહિર પ્રદેશે શું ભમતા રે ભુલી,
આત્માનુભવ વિના ફોગટ તે ફુલી;
તિર્થ વ્રતાદિક ભક્તિ એ લુલી;
તો અંધ ગુરૂ શિષ્યે આચરી રે...૨





જો ન માનો તો વેદાંત વિચારો,
અહંબ્રહ્મ અસ્મિ એ વાક્ય સ્વિકારો;
દ્વૈતમાં નહી અહંબ્રહ્મ બોલનારો,
કર્તા જેહ દેવળ શેં જોતા નથી રે...૩

દેહ દેવળમાં છે આતમ દેવા,
સુરત નુરતથી થાય છે સેવા;
આપનુ આપ પ્રગટ પ્રભુ જેવા,
તો સમજ વિના સુખ નહિ રતિ રે...૪

દેહના દેહીની નથી સૌને ભૂખ,
સુત વિત દારાનું જોઈએ છે સુખ;
દેવ દેવી પુજી રહે સન્મૂખ,
તો કરગરતા સ્તુતિયો કરી રે...૫

જપ તપ યજ્ઞ જાગ ફળ માટે,
તન મન ધન ખરચે બહુ વાટે;
પણ નહિ નિજ ગમ અન્ય કોઈ ઘાટે,
તો સંત સેવાથી જાતો મરી રે...૬

સંત વિના નહિ અંતે કોઈ બેલી,
સંત સેવો સર્વ મમતા મેલી;
માયિક મંડળ મૂકશે ઠેલી,
તો જાણે નહિ તે ભાઈ ક્યાં ગયા રે...૭

માટે સમજ તું મનવા હે મારા,
નિત્યાનિત્યનો ન્યાય કરનારા;
નિજરૂપમાં નિશ્ચલ ઠરનારા,
તો **બાલકૃષ્ણ** સ્વરૂપે થયા રે...૮

સમ્પૂર્ણ.



## મહંત શ્રી સરજ્યુદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




એકલ પ્રેમ પહોંચે નહી, જહાં જહાં જાય ફસાય,
જબ સતગુરૂપે ઉપજે, પ્રેમ અમુલ કહેવાય.

## સંત શ્રી નિર્મળદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




પ્રેમ નેમ પ્રીત્યે કરી, ધરો શ્રીમંત કુવેર શરન;
નારણદાસ નિશ્ચે કહે, મીટે જનમને મરણ.

# મહંતશ્રી મોહનદાસજી ગુરૂશ્રી લક્ષ્મણદાસજી



સંધી મેળવી સ્વરૂપકી, અરૂપ હતી જેહી વાત;
ગુરૂ ગમ વાળા સમઝશે, પ્રત્યક્ષ પ્રમાણ સાક્ષાત

સુક્ષ્મ દ્રષ્ટિ પસારતા, જ્ઞાની સમઝે ભેદ;
અણ સમજુને અજાણ છે, કરે શબ્દ ઉછેદ

મોહન મરમ સમજી ગયો, લહ્યો ગુરૂ ગમ સાર;
ગુરૂ લક્ષ્મણ લક્ષે કરી, ઉતરવા ભવ પાર